# કેટલાંક ઉપયોગી પુસ્તકો.

**દિવ્યજીવન**—વિચારનો પ્રભાવ બતાવી તે દ્વારા મનુષ્યને સુખ, શાંતિ, આનંદ, આરોગ્ય, અને નવું જીવન આપનાર, તેમજ આંતર જીવનના અનેક અટપટા પ્રશ્નોનો સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો આપનાર

ાને
ટ,
ી.
ચ
ની
૧.
ાન
ના
માં
છે.
ર
માં

ઉતરવા માટે ઉપયોગી ચાર વ્યાખ્યાનો. કીંમત ૧૨ આના.

**શ્રીબુદ્ધ ચરિત્ર**—શ્રીબુદ્ધ ભગવાનનું રસિક અને બોધપ્રદ શૈલિએ લખવામાં આવેલું જીવન ચરિત્ર. કીંમત ૦-૧૦-૦ આવૃત્તિ ૫ મી.

આ પાંચે પુસ્તકો સામટા ખરીદનારને અઢી રૂપીઆમાં આપવામાં આવશે. પોસ્ટેજ જુદું.

લખોઃ—**મ. ન. દોશી**, રતનપોળ-**અમદાવાદ.**

# કેટલાંક ઉપયોગી પુસ્તકો.

**દિવ્યજીવન**—વિચારનો પ્રભાવ બતાવી તે દ્વારા મનુષ્યને સુખ, શાંતિ, આનંદ, આરોગ્ય, અને નવું જીવન આપનાર, તેમજ આંતર જીવનના અનેક અટપટા પ્રશ્નોનો સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો આપનાર



ને
ર,
ી.
ચ
ી
૧.
ન
ના
માં
છે.
રે
માં

ઉતરવા માટે ઉપયોગી ચાર વ્યાખ્યાનો. કીંમત ૧૨ આના.

**શ્રીબુદ્ધ ચરિત્ર**—શ્રીબુદ્ધ ભગવાનનું રસિક અને બોધપ્રદ શૈલિએ લખવામાં આવેલું જીવન ચરિત્ર. કીંમત ૦-૧૦-૦ આવૃત્તિ ૫ મી.

આ પાંચે પુસ્તકો સામટા ખરીદનારને અઢી રૂપીઆમાં આપવામાં આવશે. પોસ્ટેજ જુદું.

લખો:—મ. ન. દોશી, રતનપોળ—**અમદાવાદ.**

# દૈનિક ધ્યાનનાં

 સૂત્રો

અનુવાદક તથા પ્રકાશક

મણિલાલ નથુભાઈ દોશી

અમદાવાદ



મૂલ્ય ૭ આના

# નિવેદન



મનુષ્ય જેવો વિચાર કરે છે, તેવો તે થાય છે. તે જેનું ધ્યાન કરે છે, તેવો તે બને છે. પ્રાતઃકાળમાં મનુષ્ય બાહ્ય પ્રવૃત્તિમાં પડે, તે પૂર્વે જો કોઈ ઉત્તમ વાક્ય કે ફકરો લઈ તેના પર ધ્યાન–મનન–ચિંતન કરે તો તેનો આખો દિવસ તે ભાવનાથી રંગાઈ જાય.

આ હેતુથી આધ્યાત્મિક જીવન ગાળવા ઇચ્છતા અભ્યાસીઓના લાભાર્થે મી. કુપરે ડૉ. બેસન્ટના ઉચ્ચ જીવનને લગતાં અનેક પુસ્તકો તથા લેખોમાંથી વર્ષના દરેક દિવસને માટે અમુક ઉત્તમ વાક્યો ચૂંટી કાઢ્યા છે, અને તે વાક્યોને દરેક માસના વિવિધ સદ્‌ગુણ નીચે ગોઠવ્યા છે. તેમણે તે પુસ્તકને Daily Meditations એ નામ આપ્યું છે, અને **દૈનિક ધ્યાનનાં સૂત્રો** એ પુસ્તકનું ભાષાંતર છે. વાચક દરરોજ એકેક વાક્ય લઈ તે ઉપર ધ્યાન કરશે, તો તેમાંથી તેને ઘણું જ્ઞાન મળશે, એટલુંજ નહિ પણ તે ભાવના તેના વિચારોને રંગશે, અને તે તે પ્રમાણે વર્તવાને દોરાશે.

આ પુસ્તકમાં મહાન્ મંદિરનો ચોક (In the Outer Court), મુમુક્ષુનો માર્ગ (The Path of Discipleship) અને દીક્ષા (The Initiation) એ ત્રણ પુસ્તકોના ઉતારા વારંવાર આવે છે, તો તે ત્રણ પુસ્તકો, તથા "આદર્શ પુરૂષ યાને ગુરૂ મેળવવાનો માર્ગ" વાંચવા સુજ્ઞ વાચકોને મારી નમ્ર વિનતિ છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ભક્તહૃદય શેઠ કુવરજી હોરમસજી પ્લમ્બરે આપેલી સહાય માટે તેમનો આભારી છું.

રતનપોળ—**અમદાવાદ.**
૧૯૮૩ના આસો વદ ૭.

**મ. ન. દોશી.**

# અનુક્રમણિકા





# દૈનિક ધ્યાનનાં સૂત્રો.

## જાન્યુઆરી.

### માર્ગ.

૧ શાન્તિના સ્થળ ભણી લઇ જનારા માર્ગે ચાલવાની શરૂઆત કરવા માટે આપણા ભાનને પરમાત્માના ભાન સાથે એક એક કરવાનો. તે જેવી રીતે જુએ છે તે રીતે જોવાનો અને તે જેવી રીતે અભિપ્રાય બાંધે છે તેવી રીતે અભિપ્રાય બાંધવાનો પ્રયત્ન કરવો.

—શાન્તિનું સ્થળ.

૨ જ્યારે મનુષ્ય અસંખ્ય જીંદગીઓ ગાળ્યા પછી અમુક હદે આવી પહોંચે છે, અને જેને માર્ગ કહેવામાં આવે છે તેના દ્વાર આગળ આવી પહોંચે છે, ત્યારે ગુરૂ તેનો હાથ ઝાલવાને, તેને શિષ્ય જીવનના માર્ગે દોરવાને અને આત્મજ્ઞાનના છેવટના પાઠ શીખવવાને આગળ આવે છે.

—આત્મા અને તેનો કોષો.

૩ દીક્ષાભણી લઇ જનારો અને દીક્ષાદ્વારા મહાત્માની–પૂર્ણ સ્થિતિએ લઇ જનારો એક માર્ગ છે.

—દીક્ષા.

૪ મુમુક્ષુના માર્ગ તરફ જવાનો રસ્તો મનુષ્ય જીવનથી શરૂ થાય છે, અને આ જીંદગીના વિકાસ અને વૃદ્ધિને વાસ્તે જરૂરની એવી એક પણ બાબત નથી કે જે માર્ગ તરફ જવાના પગથિઆ રૂપ ન થઇ શકે.

—દીક્ષા.

૫ જે પગથિઆ સિવાય તે માર્ગની સમીપ જવું અસંભવિત છે, તે પ્રથમનું પગથિયું એ ટુંકા શબ્દોમાં વર્ણવી શકાય–**મનુષ્યની સેવા.**

—દીક્ષા.

૬ બહારથી આ માર્ગ ત્યાગના માર્ગ જેવો લાગે, છતાં તે ત્યાગ બીજી બાજુએ જોતાં વિશેષ આનંદ, શાંતિ અને સુખ આપનારો છે; કારણકે આ માર્ગમાં મનુષ્ય સુખને બદલે દુઃખને સ્વીકારતો નથી, પણ હમેશના આનંદને માટે ક્ષણિક સુખનો ત્યાગ કરે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૭ જેમ જીવ માર્ગપર આગળ વધે છે તેમ તેનો આનંદ ઉંડો ઉંડો થતો જાય છે; કારણકે આપણે પ્રથમ જોઇ ગયા તેમ દુઃખનું મૂળ અજ્ઞાન છે. ખરી વાત છે કે જ્ઞાન મળતાં પૂર્વે, ઘણીવાર સખ્ત દુઃખ આવે છે, પણ તેનું કારણ અજ્ઞાન અને અંધતા છે.

—મહાન્ મંદિરનો ચોક.

૮ જગતને અજ્ઞાનમાં ડુબેલું જોઇને, અને લોકોને તે અજ્ઞાનની બેડીઓમાંથી છુટા થવાને પ્રયત્ન કરતા જોઇને, જેઓ મનુષ્યજાતિના

રક્ષકો થવાના છે તેના મનુષ્યોનાં હૃદયોને જગતનું દુઃખ લાગે છે, અને તેથી તેઓ તે જગતને માટે મુક્તિનો માર્ગ શોધવાને દોરાય છે.

—મહાન્ મંદિરનો ચોક.

૯ અને યાદ્ રાખજો કે બંધ આંખો વાળાને કાર્ય જેટલું મહત્ત્વનું લાગે છે તેના કરતાં આંખો ખુલતાં મનુષ્યને કાર્યની વિશેષ મહત્તા જણાય છે. મંદિરના દ્વારની આ બાજુએ માર્ગ જેટલો લાંબો અને ઉચ્ચ લાગે, તેના કરતાં માર્ગપર ચાલવા માંડનારને તે માર્ગ વિશેષ લાંબો અને વિશેષ ઉચ્ચ લાગે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૧૦ મનુષ્યો જાતેજ દુઃખી થાય છે. તેઓ બંધાયા નથી. જો આ બાબત સમજવામાં આવે તો આખું વિશ્વ તેમને બદલાયેલું જણાશે, અને માર્ગ પરની અડચણો પણ તેમનું સ્વરૂપ બદલી નાખશે.

—મહાન્ મંદિરનો ચોક.

૧૧ મહાન્ મંદિરના ચોકનો ઉમેરો ઓળંગવાથી જીવને અનેક મોટા લાભ થાય છે. તેમાં એક લાભ એવા ભાનની પ્રાપ્તિ છે કે જે ભાનમાં ફરીથી ભંગ થતો નથી, જેના પર મરણની સત્તા ચાલતી નથી. અને જેના પર નવા જન્મ સમયે પણ વિસ્મૃતિ ( ગયા જન્મની યાદદાસ્તી ભૂલવાનો )નો પડદો પડતો નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૧૨ બે મોટામાં મોટાં એવાં દુઃખો જેનો બધાને અનુભવ થયો હશે, તે વિયોગ અને મરણ છે. પછી મ્હારની દુનિયામાં જ્યારે મનુષ્ય હતો, ત્યારે આ વિયોગ અને મરણ જેવા રૂપમાં તેને લાગતાં હતાં, તેવા રૂપમાં ઉમરો ઓળંગનારને વાસ્તે તે રહેતાં નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૧૩ જેઓ દીક્ષાના ઉમરાને ઓળંગી ગયા છે, તેમને માટે શું આ પૃથ્વી આપી શકે એવી કોઇ આનંદની અથવા આશાની વસ્તુ છે કે જેને ખાતર તેમને તજેલી દુનિયા તરફ નજર કરવાનું મન થાય?

—મહાન્ મંદિરનો ચોક.

૧૪ જે માર્ગ આપણી આગળ ખુલ્લો છે તે માર્ગનાં દુઃખો પૃથ્વીના સુખો કરતાં વધારે સારાં છે, અને દુનિયાના લાભો કરતાં તેની ચિંતાઓ વધારે કીંમતી છે.

—મહાન્ મંદિરનો ચોક.

૧૫ જ્યારે મનુષ્યને પરમાત્મા તરફ ભક્તિભાવ જાગે છે ત્યારે તે પોતાની પીઠ અશુભ માર્ગ તરફ ફેરવે છે, અને પોતાનું મુખ સાધ્યબિન્દુ (goal) તરફ વાળે છે. તે ઠોકર ખાય, માર્ગથી ભૂલો ભમે, પડે પણ ખરો, પણ તેનું મુખ શુભદિશા તરફ વળેલું છે. તે ગૃહભણી પાછો વળે છે. તે પોતાની ભક્તિના બળથી જરૂર પોતાની ફરજો બરાબર રીતે બજાવે છે.

—ભક્તિભાવની કિંમત.

૧૬ આપણે આપણો સ્વભાવ સમજવાને પ્રયત્ન કરવો જોઇએ. અને તે સમજવાથી આત્માનો સાક્ષાત્કાર (આત્મદર્શન) કરવા ભણી લઇ જનારા માર્ગને આપણે જોઇ શકીએ છીએ.

—ઉપનિષદોનું જ્ઞાન.

૧૭ જ્યારે હું મારા કોઇ બંધુ વિષે કહું કે તે ખરાબ જીવન ગાળે છે, અને તેટલા માટે તેનો તિરસ્કાર કરવો જોઇએ અને તેને ધિક્કારવો જોઇએ, ત્યારે શું હું તેના આંતર જીવનને બદલે તેનું બાહ્ય-જીવન જોતો નથી? મને જે માર્ગ અશુભ લાગતો હોય તે માર્ગ તેને જોઈતો અનુભવ આપવાને જરૂરનો હોય એમ તેનો આત્મા કદાચ

જાણુતો હોય. કદાચ એમ પણ બને કે તે અનુભવ તેને ના મળે, ત્યાં સુધી તે છુટો નહિ પણ બંધાયેલો છે.

—ઉપનિષદોનું જ્ઞાન.

૧૮ જો તમારો અંતરાત્મા તમને કાંઈ કહે, તો બુદ્ધિની ખાત્રી માટે રાહ જોતા નહિ. તે દિવ્ય અવાજ પર વિશ્વાસ રાખો. તે દિવ્ય પ્રેરણા પ્રમાણે ચાલો. જે માર્ગ ઋષિઓ, પેગંબરો અને ગુરુઓએ બતાવેલો છે, અને વર્તમાનકાળમાં પણ જે માર્ગે શિષ્યો ચાલ્યા છે, અને જે માર્ગ સાધ્યબિન્દુ તરફ લઈ જાય છે, એમ શિષ્યો સ્વાનુભવથી પુરવાર કરે છે, તે માર્ગને અનુસરો.

—આત્માની હયાતીના પુરાવા.

૧૯ આપણે કાંતો ધીમેથી અથવા ઉતાવળથી ઉંચે ચઢતા હોઇશું. સર્વને વાસ્તે—મોટામાં મોટા આળસુ મનુષ્યને માટે પણ—પુરતો સમય છે. સર્વને વાસ્તે પુરતી શક્તિ છે, કારણકે દરેકના હૃદયમાં ઈશ્વર રહેલો છે. આપણું છેવટનું ભવિષ્ય કશાથી પણ બદલાવાનું નથી; આપણી અંદર રહેલા પ્રભુની ઈચ્છા શક્તિને છેવટે કોઇ નિષ્ફળ કરી શકશે નહિ.

—જીવનની સીડી.

૨૦ કેટલાક મનુષ્યોની માફક ખરા અભ્યાસીને ઈશ્વરી ઇચ્છાને અનુકૂળ માર્ગ તેમજ તેની વિરૂદ્ધનો માર્ગ—એ બે વચ્ચે વિચાર કરવાનું હોયજ નહિ.

ઈશ્વરી ઇચ્છા વિરૂદ્ધનો રસ્તો તો આ માર્ગપર ચાલતાં કયારનોએ તેણે તજી દીધો હોય છે.

—દીક્ષા.

૨૧ જ્યારે ઉચ્ચમાર્ગ જોવામાં આવે, ત્યારે હલકો માર્ગ લેવાનો પ્રશ્ન તેના મનમાં પેદા થઈ શકેજ નહિ. હું એમ કહેતો નથી કે તેના

નિર્ણયમાં ભૂલ ન પણ થાય પણ મારો કહેવાનો ભાવાર્થ એ છે કે જ્યાં તેને સત્ય જણાય છે, ત્યાં તેને તે અનુસરે છે.

—દીક્ષા.

૨૨ માર્ગપર ચાલવાનું કામ મહાત્માઓએ કર્યું છે, અને તમે અને હું પણ તે કામ કરી શકીએ—એટલે કે મનુષ્ય જાતિની ઉન્નતિના ખરા શિખરે પહોંચવું કે જ્યાં મનુષ્ય પોતે ઇશ્વરરૂપ બની જાય છે. તેનો અર્થ એજ કે તમારી પોતાની શક્તિઓ જાણવી અને જે હેતુથી તમે આ દુનિયામાં આવ્યા તે હેતુને સિદ્ધ કરવો.

—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.

૨૩ માર્ગપર ચાલવાને અને દીક્ષા સુધી પહોંચવાને વાસ્તે કયા ગુણોની માગણી કરવામાં આવે છે? પ્રથમ તો તમારી આસપાસના મનુષ્યોમાં, તેમજ તમારામાં, જીવનના પ્રસંગોમાં, અને તમે કરવા ધારેલી પસંદગીઓમાં, શાશ્વત અને ક્ષણિક વચ્ચે, અસત્ય અને સત્ય વચ્ચે, તેમજ આધ્યાત્મિક અને ભૌતિક (સ્થૂલ) તત્ત્વો વચ્ચે વિવેક કરતાં શીખવું જોઇએ.

—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.

૨૪ તે વખતની મનુષ્ય જાતિમાંથી શિષ્યોને શોધવામાં મહાત્માઓ તે શિષ્યના પ્રેમી હૃદયને જુએ છે—કે જે પ્રેમી હૃદય માનુષી સ્વાર્થના અંધકારમાં દીપકની માફક પ્રકાશે છે. મહાત્મા તે હૃદયને જુએ છે, અને તે જીવ ભવિષ્યનો શિષ્ય થશે એમ જાણી શકે છે......માર્ગ તરફ વળવાનો બીજો કોઇ માર્ગ નથી.

—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.

૨૫ મનુષ્ય માર્ગપર દાખલ થવાને તૈયારી કરે છે કે કેમ તે જાણવાનું એક લક્ષણ હું તમને જણાવીશ.

તે મનુષ્યનું જીવન બીજાની નિઃસ્વાર્થી સેવાવાળું હોવું જોઇએ ! બીજાઓના હિતાર્થે પોતાનું સર્વસ્વ આપવાને તે તત્પર હોવો જોઇએ. પોતાને જે પક્ષ સત્ય લાગતો હોય, તે પક્ષ તરફના ભક્તિભાવને ખાતર જગતના જીવો જેને કીંમતી ગણતા હોય તે સર્વસ્વનો ત્યાગ કરવાને તૈયાર હોવો જોઇએ.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

પ્રથમ તો માર્ગનું સાધ્યબિન્દુ પરમાત્મા સાથેની એકતા છે. કેવળ પ્રાર્થના કે ભાવના નહિ, તેમજ ભક્તનો અત્યાનંદ પણ નહિ, પણ ભાનપૂર્વકની એકતા, કે જેમાં મનુષ્યનું ભાન પગથિએ પગથિએ વિકાસ પામતું જાય છે, અને છેવટે તે ભાન પરમાત્માના પૂર્ણ ભાન સાથે જોડાય છે, અને પોતાને પરમજીવન સાથે એકરૂપ માને છે.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૨૭ મહાત્મા એક મનુષ્ય છે. પણ તે દિવ્ય મનુષ્ય છે. તે આપણા વડીલ બંધુ છે. તે બંધુમાં આપણા જેવુંજ મનુષ્યત્વ હોય છે. પણ પોતાના વિકાસની મહત્તાથી તે વડીલ કહેવાય છે. તેમણે માર્ગપર મુસાફરી કરી છે, અને એક પછી એક દીક્ષા લઈ તે માર્ગપર તેના દૂરના છેડે પહોંચી ગયા છે. આ રીતે તેઓએ પોતાના ચૈતન્યને વિશાળ બનાવ્યું છે. અને આ રીતે તેઓ આ ભુવનને જાણે છે, એટલુંજ નહિ પણ જેમાં આત્મા રહે છે, તે સર્વ ભુવનોને જાણે છે.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૨૮ જો તમારામાં દિવ્યતાનું બીજ ન હોત તો તમે વિકાસ પામીને કદાપિ દિવ્ય પુષ્પ (પરમાત્મા) થઈ શકો નહિ. પણ દરેકના હ્રદયમાં પ્રભુ રહેલો છે, તેટલા માટે આ એકતાનો સંભવ છે. અને આ માર્ગ પર ચાલવાનો હેતુ–આ માર્ગનું છેવટનું લક્ષ પ્રભુ સાથેની ભાનપૂર્વકની એકતા છે.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

**૨૯ જે આદર્શથી** હૃદય આકર્ષાયું હોય **અને જે આદર્શે** હૃદ-યમાં સ્થાન મેળવ્યું હોય, તે આદર્શની સેવા સાથે સરખાવતાં જે જીવ-નને પૃથ્વીની સઘળી આકર્ષક વસ્તુઓ કિંમત વગરની ભાસે છે, તેવું જીવન ગાળનાર મનુષ્ય માર્ગની સમીપ આવતો જાય છે.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૩૦ જે મનુષ્ય માર્ગપર ચાલવાને પ્રયત્ન કરતો હોય તેને વાસ્તે વાણીનો સંયમ ઘણો જરૂરનો છે. જે જીભ સેવા માટે અર્પણ-કરાયેલી હોય, અને જે જીભે શત્રુને પણ નુકશાન ન કરવું જોઇએ, તે જીભ-માંથી કોઈ પણ સખ્ત કે અપ્રિય શબ્દ કે કોઇપિણ ઉતાવળીઉં અથવા અધીરાઇભર્યું વાક્ય નીકળવું ન જોઇએ-કારણકે ઘા મારી શકે તેવા વચનને પ્રેમના રાજ્યમાં સ્થાન ન હોવું જોઇએ.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૩૧ આ માર્ગ પર જે પગલું ભરવામાં આવે છે, તે પગલું હમેશને માટે ભરવામાં આવે છે. આ માર્ગ પર જે દુઃખ ભોગવવામાં આવે છે, તે તેમાંથી મળનારા પાઠને લઇને આવકારદાયક છે. આ માર્ગ પર ચાલતાં જેમ અજ્ઞાન ઘટે છે, તેમ આ માર્ગ વધારે પ્રકાશિત બને છે. જેમ નિર્બળતા ઓછી થાય છે, તેમ માર્ગ વધારે શાંતિભર્યો લાગે છે, અને જેમ પૃથ્વીના આંદોલનોમાંથી ગભરાટ પેદા કરવાની અને હેરાન કરવાની શક્તિ ઓછી થતી જાય છે, તેમ આ માર્ગ વધારે ગંભીર લાગે છે.

**—મહાન્ મંદિરનો ચોક.**



# ફેબ્રુઆરી.

## સેવા.

૧ જે કામ તમે અમુક વિભાગને માટે નહિ પણ આખાને વાસ્તે કરો છો, જે કામ તમે પ્રભુની પ્રીતિ અર્થે પ્રભુમાં રહીને કરો છો—તે કાર્ય તમને બંધનકારક નથી; કારણ કે તે કાર્ય યજ્ઞરૂપ છે અને તેનામાં બાંધવાની શક્તિ નથી—અને આવા કાર્યને અમે સેવા કહીએ છીએ.

—થિઓસોફીસ્ટોના ધર્મો.

૨ જ્યાં નાણાં આપવામાં આવે છે, તેજ સેવા નથી, પણ બીજાનું કામ પ્રેમને ખાતર કરવામાં આવે, ત્યાં ખરી સેવા રહેલી છે.

—થિઓસોફીસ્ટોના ધર્મો.

૩ જો તમારે આધ્યાત્મિક જીવન ગાળવું હોય તો વિચારદ્વારા ઉપર જાઓ તેમજ નીચે પણ જાઓ. સંત સાથે તેમજ પાપી સાથે તમારી એકતા અનુભવો. જે વસ્તુ તમને દિવ્ય બનાવી શકે તે તો સર્વ મનુષ્યોના હૃદયમાં એક સરખી રીતે રહેલો આત્મા છે. અને તે આત્માની દિવ્યતામાં જરા પણ ભેદ નથી. ભેદ માત્ર તેના પ્રકટીકરણના પગથિયામાં છે.

—લંડનનાં ભાષણો.

૪ આપણને જે કોઈ મળે તે સર્વ તરફ આપણે ફરજ બજાવવાની હોય છે. આપણા જીવનના પ્રસંગમાં એવો એક મનુષ્ય આવતો નથી કે જેના તરફ આપણને ફરજ બજાવવાની ન હોય. આ વિશ્વમાં અકસ્માત જેવું કાંઇ નથી; મનુષ્યના જીવનમાં અકસ્માતીક પ્રસંગો કદાપિ બનતા નથી.

—ઉચ્ચ જીવનના નિયમો.

૫ આપણે એક બીજાને મદદ કરવા, એક બીજાને ચ્હાવા અને એક બીજાનો ઉદ્ધાર કરવા નહિ, તો શા સારૂ અત્રે આવ્યા છીએ?

—ઉચ્ચ જીવનના નિયમો.

૬ તમારી અસર બીજાપર કેવી થાય છે તેની તપાસ કરો. તમારા શબ્દોની બીજાના જીવનને કેવી અસર થાય છે, તે સંબંધમાં સાવધ બનો. તમારી જીભમાં મીઠાશ જોઇએ. તમારા શબ્દો પ્રેમાળ હોવા જોઇએ. આધ્યાત્મિક જીવનની પ્રણાલિકા ( નીક–channel ) થવાને પ્રયત્ન કરનારા તમારા હોઠ કોઇ પણ પ્રકારની નિંદાથી, ગપ્પાંથી, વાણીની કડવાશથી, અથવાતો બીજાનો આશય ખોટો છે, એવી શંકાથી મલીન થવા ન જોઇએ.

—ઉચ્ચ જીવનના નિયમો.

૭ તમારૂં દુઃખ જેવું તમને લાગે છે તેવું બીજાનું દુઃખ તમને લાગવું જોઇએ. તમારૂં હૃદય ભેદાતાં જેટલું તમને લાગે તેટલું બીજાના શોક સારૂં તમને લાગવું જોઇએ.

—દીક્ષા.

૮ જો કોઈ મનુષ્યમાં તમે સેવાની તીવ્રભાવના જુઓ, જો તેનામાં બીજાઓ સુખી થાય તે માટે સર્વસ્વ અર્પવાની ઇચ્છા તમે જુઓ, અને મદદ કરવા માટે મારે શું કરવું અને મદદ લેવા લાયક કોણ છે તેનો સદા વિચાર કરતો મનુષ્ય તમે જુઓ, તો તમારે માનવું

 

કે તેનો અંતરાત્મા પ્રકટ થયેલો છે, અને તે આત્મા પોતાનું જીવન રેડવા માટેજ જીવે છે. અને મનુષ્યની સેવામાંજ પોતાનો યજ્ઞ જુએ છે.

—દીક્ષા.

૯ સેવામાં તમારી જાતને સર્વથા અર્પણ કરો. કાંઇ પણ પાછળ રાખતા ના. જ્યાં મદદ થઇ શકે, ત્યાં મદદ કરો. જ્યાં કાર્ય કરવાની તક મળે, ત્યાં કાર્ય કરો. કોઈ ઉત્તમ આદર્શને ( જીવનના ઉચ્ચ હેતુને ) તમારૂં જીવન અર્પણ કરો.

--દીક્ષા.

૧૦ જે નિઃસ્વાર્થ સેવામાં સત્ત્વ અપાય છે, અને બદલામાં કાંઇ પણ આશા રખાતી નથી, તેવી જાતની સેવાની માગણી દીક્ષા× માટે કરવામાં આવે છે, એ વાત શીખો.

—દીક્ષા.

૧૧ દુઃખી મનુષ્ય પાસે જાઓ, અને તેનું દુઃખ ઓછું કરો. પણ તેનું દુઃખ દૂર કરતાં કરતાં, તે દુઃખનો રણકો ( ઝણઝણાટ ) તમારા હૃદયમાં વાગવો જોઇએ. અને જ્યાં સુધી તે દુઃખનું કારણ દૂર ન થાય, ત્યાં સુધી તમને ચાલુ દુઃખ થવું જોઇએ. એ અભેદતાનું ( એકતાનું ) પ્રથમ પગથિયું છે. દુનિયામાંના શોક તથા આનંદ સાથે એકતા અનુભવો. દરેકનો શોક તમારો થવાદો. દરેકનું દુઃખ તમારૂં દુઃખ થવાદો, અને દરેકનો આનંદ તમારો આનંદ થવાદો.

—મહાત્માઓ.

૧૨ કોઇ પણ હીલચાલમાં દાખલ થતાં પહેલાં આ પ્રશ્ન પૂછો. " શું તે હીલચાલ રચનાત્મક* છે ?" જો તે રચનાત્મક ન હોય તો તેનાથી

---

×ઇશ્વરીમાર્ગમાં પ્રવેશ પામવાની ક્રિયા.

*લાભકારક અને કાંઇ ઉત્તમ કાર્ય કરવા ભણી લઈ જનારી.

દૂર રહો. "શું તેનો હેતુ (motive) પ્રેમ છે?" જો તમને તે હીલચાલનો આશય દ્વેષભર્યો લાગે તો તેનાથી દૂર રહો. "શું તે હીલચાલ ભ્રાતૃભાવ તરફ, અસમાનતા ઓછી કરવા તરફ અને જોખમ-દારીની ભાવના વધારવા તરફ દોરી જાય છે?" જો તેમ હોયતો તે હીલચાલ માટે કામ કરો. પણ જો તેમ ન હોયતો તે હીલચાલથી વેગળા રહો.

—કાળ અને કાર્ય.

૧૩ વિકાસક્રમની નીસરણીમાં જે પશુઓ આપણા કરતાં નીચેના પગથિયાપર ઉભેલા છે, તેમને કેળવનાર, દોરનાર અને મદદ કરનારા તરીકે આપણે અહીંઆં છીએ. જ્યારે જ્યારે ઘાતકીપણાથી, સખ્તાઇથી, અથવા કોઇપણ જાતની નિષ્ઠુરતાથી (ક્રૂરતાથી) આપણે તેમના વિરૂદ્ધ પાપ કરીએ છીએ, ત્યારે આપણે તે પશુઓમાં રહેલા પ્રભુ વિરૂદ્ધ પાપ કરીએ છીએ.

—મુમુક્ષુનો માર્ગ.

૧૪ આપણે આપણાથી બનતો ડહાપણ ભર્યો માર્ગ ગ્રહણ કરવો, અને પ્રેમથી મનુષ્યજાતિની સેવા માટે આપણે સૌથી ઉત્તમ વિચારો કરવા, અને આપણાથી બનતા ઉત્તમ પ્રયત્નો કરવા, અને પછી પરિણામની ચિંતા કરવી નહિ. જ્યાં સઘળી આધ્યાત્મિક શક્તિઓ કામ કરી રહી છે અને જ્યાં આપણી નિર્બળતા તથા અજ્ઞાનતાનો સ્પર્શ પણ થતો નથી તેની ખુલ્લી જગ્યા પરિણામ સંબંધમાં તેમને વાસ્તે રહેવા દેવી.

—ભક્તિભાવ અને આત્મિક જીવન.

૧૫ આપણે ભુલવું ન જોઇએ કે કોઇ પળે જે મનુષ્યને આપણી પાસે આવવાનું બની આવે, તે મનુષ્યની આપણે સેવા કરીએ, માટે મહાત્માએ આપણી પાસે તેને મોકલ્યો છે. જો આપણે બેદરકારીથી,

અધીરાઇથી, અથવા બીનકાળજીથી તેને મદદ કરવામાં ચૂકીએ તો આપણે મહાત્માના કામમાં ચૂક્યા ગણાઇએ.

**—હૃદયવાદની પ્રસ્તાવના.**

૧૬ જ્યારે મનુષ્ય સેવાના કામથી પુરતી રીતે જણાઇ આવે છે, ત્યારે તે પોતાના ગુરૂને શોધી કાઢે છે.

તેના વિકાસ પામવાના પ્રયત્નો દરમ્યાન સઘળો સમય **તેમની** કૃપાળુ દૃષ્ટિ નિરંતર તેનો વિકાસ જોયાં કરતી હતી. ભૂતકાળમાં ઘણી જીંદગીઓમાં તેણે તે મહાન્ પુરૂષના **પ્રભાવનો** અનુભવ કર્યો છે; હવે તે પ્રભાવ તેના જીવનમાં મુખ્ય ભાગ ભજવવાનો છે.

**—દીક્ષા.**

૧૭ જ્યાં સુધી કોઇ પણ પુરૂષે બીજાની કોઇ પણ પ્રકારની સેવાનું કામ હાથ લીધું ન હોય. ત્યાંસુધી તે આપણા જેવા મંડળનો ( થિઓસોફીકલ સોસાઇટીનો ) પુરેપુરો સભાસદ કહી શકાય નહિ. નિરંતર આપતાજ રહેવું, તેમાંજ આત્માનું જીવન રહેલું છે. જ્યાંસુધી તમને મળેલું જીવન સર્વ બાજુએ નહિ ફેલાય, ત્યાં સુધી તમારા ઉપર આધ્યાત્મિક જીવનનો પ્રવાહ ઉપરથી વહેવાની આશા રાખશો નહિ.

**—શાખામંદિરની સ્થાપના ૧૯૦૯ના ઑાકટોબરની ૧૫.**

૧૮ તેટલા માટે દરેક અભ્યાસીની ઉત્કટ ઇચ્છા સેવા માટે પોતાની જાતને કેળવવાની, અને સખ્ત આત્મ સંયમનો અભ્યાસ પાડવાની હોવી જોઇએ કે જેથી જ્યારે મહાત્મા તેના હૃદય ભણી જુએ ત્યારે ત્યાં તે કોઇપણ પ્રકારનો ડાઘો દેખી શકે નહિ. તે પછી ગુરુ તેનો હાથ ઝાલી તેને આગળ દોરશે.

**—હૃદયવાદની પ્રસ્તાવના.**

૧૯ ભ્રાતૃભાવ ઉપર નીચે સર્વ બાજુએ ફેલાયેલો છે, અને પ્રેમ, પૂજ્યભાવ અને દયાની અનેક કડીઓ તેની સાથે જોડાયેલી હોય છે.

આપણા હાથમાં મહાત્માઓ જીવનનું જળ રેડે, તે હેતુથી જો આપણે આપણા ખાલી હાથ મહાત્માઓ ભણી ઉંચા ધરીએ, ત્યારે આપણે સ્મરણમાં રાખવું કે જે પ્રમાણમાં આપણા હાથ આપણા નાના બંધુઓપર આશીર્વાદરૂપે વર્ષશે, તે પ્રમાણમાં આપણા હાથ મનુષ્યજાતિના વડીલ બંધુઓ ફરીથી ભરી દેશે.

—૧૯૨૧ ના સંમેલનના સમાપ્તિ પ્રસંગે.

૨૦ કાર્ય માટેનો મોટો ગુણ એ છે કે આપણે કાર્યનું મહત્ત્વ અને કાર્ય કરનારાઓની સંખ્યાનો ખ્યાલ લાવવો. વળી આપણા કરતાં વિકાસક્રમમાં આગળ વધેલા તેમજ વિકાસક્રમમાં ઓછા વધેલાઓ સાથે આપણો શો સંબંધ છે, તે સમજવું જોઇએ.

—૧૯૨૧ ના સંમેલનના સમાપ્તિ પ્રસંગે.

૨૧ આ પ્રમાણે જ્યારે મનુષ્ય શોધ કરે છે અને ગુરુને શોધવાની ઇચ્છા રાખે છે, અને પોતાનાથી જે કાંઈ સેવા બની શકે તે સેવા તેમને અર્પણ કરે છે, અને તેમની વિશેષ સેવા કરી શકે તે માટે તેમને શોધવાની પ્રબળ આતુરતાથી તે કાર્ય કરે છે, ત્યારે લાંબા સમયની અને દૃઢતાપૂર્વકની શોધ પછી તે પોતાના મર્યાદિત અંધકારમાં ખરા પ્રકાશને પ્રકટ થતો જુએ છે.

—દીક્ષા.

૨૨ પછી તે આત્મા જે મંદિરના બ્હારના ચોકમાં છે તે ભૂતાત્માનો બાકી રહેલો ભાગ શુદ્ધ કરવાને પ્રયત્ન કરવા માંડે છે–છેવટે એવી સ્થિતિ આવે છે કે જ્યાં પ્રેમ વહેવા માંડે છે–તેના બદલામાં શું મળે છે, તેની તે આશા રાખતો નથી, તેના પ્રેમનો જવાબ મળે છે કે નહિ તેની રાહ જોતો નથી. કારણ કે તે જાણે છે કે જે પ્રેમનો જવાબ આપી ન શકે તેવા મનુષ્યને વિશેષ પ્રેમની જરૂર છે. વળી તે

જાણે છે કે મદદ કરનારા પ્રેમના બદલામાં જેઓ કાંઈ પણ આપતા નથી, તેવા જીવોને આવો પ્રેમ મેળવવાની ઘણી જરૂર છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૪ ભૂતાત્મા નિશ્ચય કરે છે કે તેનું આખું જીવન સેવા પાછળ ગાળવામાં આવશે, અને જીવનનો હેતુ એવાં સાધનો એકત્ર કરવાનો હોય છે કે જે સાધનો તે જીવાત્માને સોંપી શકે, કારણકે જીવાત્મા એજ ભૂતાત્મા પાછળ રહેલું ખરૂં તત્ત્વ છે; અને આ પ્રમાણે જીવાત્મા વિકાસ પામતું **વ્યક્તિત્વ** (individuality) બાંધશે કે જે વ્યક્તિત્વ એક જીંદગીના ભૂતાત્મા (personality) કરતાં ઘણું ઉચ્ચ પ્રકારનું છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૫ યાદ રાખજો કે જેઓએ સેવા કરવાની ચોકસ પ્રતિજ્ઞાઓ કરી છે, જેઓએ સર્વસ્વ અર્પણ કર્યું છે, અને જેઓએ તેના બદલામાં સેવા કરવાના અધિકાર સિવાય બીજી કોઈ પણ બાબતની માગણી કરી નથી, તેઓના સિવાય મહાન્ મંદિરના ચોકમાં બીજું કોઈ હોઈ શકે નહિ.

—મહાન્ મંદિરનો ચોક.

૨૬ મહાન્ મંદિરના ચોકમાં જીવ એક પાઠ શીખે છે કે મંદિર અને બ્હારના ચોકને છુટા પાડનાર જે દ્વાર છે તે એકજ રીતે ખુલ્લાં થઇ જાય છે. અને તે રીત એ છે કે જે દીવાલો તેને તેના નાના બંધુઓથી છુટો પાડે છે, તે દીવાલો ભાગી નાખવી જોઇએ.

—મહાન્ મંદિરનો ચોક.

૨૭ કાર્યકર્તા મહાત્માનું એક ચિન્હ એ હોય છે કે લોકોથી ત્યજાએલા, ગરીબ, નિરાશ થયેલા અને પતિત થયેલા મનુષ્યો પણ તેની પાસે ભેદભાવ અનુભવ્યા સિવાય આવી શકે છે. તેઓનો ત્યાં તિરસ્કાર થતો નથી, પણ તેઓ આવકાર આપનારી દીલસોજી અનુભવે છે, કારણ કે તે મહાન્ આત્માના શરીરમાંથી દયા ચારે બાજુએ પ્રકાશી રહે છે,

અને જે પ્રેમ સર્વ સમજે છે, તેવો પ્રેમ તેનામાંથી ચારે બાજુએ વહે છે. અજ્ઞાન લોકો ખરી રીતે જાણતા નથી કે તે વિકાસ પામતો મહાન્ આત્મા છે. પણ તેઓ તેની સમીપમાં ઉંચે લઈ જતી શક્તિનો તેમજ સબળ બનાવનાર જીવનનો અનુભવ કરે છે, અને તેના વાતાવરણમાં તેઓ નવું બળ અને આશા ગ્રહણ કરે છે.

—મહાત્માઓ.

૨૮ અંધકારમાં પડેલા આપણા લાખો બંધુઓનો વિચાર કરો, અને આપણા દુઃખો, આપણા પ્રયત્નો અને આપણા આત્મભોગથી ઉત્પન્ન થયેલી ઉંચે લઇ જતી શક્તિઓનો ખ્યાલ લાવો. આપણે તેમને પ્રકાશ ભણી એક પગલું લઇ જઇ શકીએ, તેઓનાં દુઃખો ઓછાં કરી શકીએ, તેઓનું અજ્ઞાન ઘટાડી શકીએ, અને જે જ્ઞાન પ્રકાશ અને જીવનરૂપ છે તે તરફની તેમની મુસાફરીનો માર્ગ ટુંકાવીએ. આપણામાંનો થોડું પણ જાણનાર એવો કોણ છે કે જે જેઓ કાંઇ પણ જાણતા નથી તેમને સારૂં પોતાની જાત નહિ અર્પણ કરે ?

—પૂર્ણ મનુષ્ય.

૨૯ આપણે બધા નિર્બળ છીએ. આપણું બળ ઘણું ઓછું છે, અને આપણી બુદ્ધિ હદવાળી છે. જે હૃદય પ્રેમાળ છે, જે પોતાની જાત સર્વથા અર્પણ કરે છે, તે કોઈ પણ મહાત્માને જણાવે છે કે, “હું મદદ કરીશ. હું આ રહ્યો. મારી ઓછી શક્તિથી પણ હું મદદ કરીશ. મને પ્રણાલીકા થવા દો કે જે દ્વારા તમારી મદદ મનુષ્યોને પહોંચે.” આવા હૃદયનો કદાપિ તિરસ્કાર કરવામાં આવતો નથી. આવા હૃદયને જવાબ મળે છે કે “આવો અને અમારી સાથે મનુષ્ય જાતિ માટે કામ કરો. અમારી સાથે મહેનતમાં તેમજ વિજયની ભવ્યતામાં પણ ભાગ લો. અમારી સાથે આવો અને મનુષ્ય જાતિના ઉદ્ધાર વાસ્તે ચાલો આપણે સાથે કામ કરીએ.”

—મનુષ્યજાતિના રક્ષકો.

## માર્ચ.



### આત્મભોગ (યજ્ઞ).

૧ તેનું (શિષ્યનું) હૃદય એક વેદી યજ્ઞ કુંડ (altar) છે. પ્રભુ તરફની ભક્તિ તે તેના પર બળતી જ્વાળા છે. તેનાં સઘળાં કાર્યો— સ્થૂલ તેમજ માનસિક—તે વેદી પર અપાયેલી યજ્ઞની આહુતિઓ છે; અને એક વાર તે આહુતી આપ્યા પછી તેને જરા પણ ફળની સ્પૃહા— ઇચ્છા રહેતી નથી.

—ભગવદ્ ગીતાની પ્રસ્તાવના.

૨ બીજાઓની સેવા માટે હાલનાં સુખોનો ભોગ આપવો તેથી આત્માની શક્તિઓ મંદ પડી જતી નથી, પણ આત્મા વિશેષ રૂપમાં પ્રકટે છે.

—નીતિનો પાયો.

૩ પ્રભુનું જીવન લેવામાં નહી પણ આપવામાં છે. પ્રભુનું જીવન ગ્રહણ કરવામાં નહિ પણ અર્પવામાં છે, અને જેમ જેમ મનુષ્યને પશુજીવનને બદલે અંદર રહેલા આત્માના જીવનનો અનુભવ થાય છે, તેમ તેમ તે દિવ્યશક્તિથી પ્રબળ બને છે.

—વિજ્ઞાને તોડેલો જડવાદ.

૪ આપણા જીવનના જીવનનો–આપણા આત્માના આત્માનો–અદ્ભુત સાક્ષાત્કાર આપણે કેવી રીતે અનુભવીશું ? આપણે તે અનુભવને આપણો પોતાનો કેવી રીતે બનાવીશું ? જીવનની નાની નાની બાબતોમાં દરરોજના જીવનમાં સ્વાર્થ ત્યાગનાં કાર્યો કરવાથી; દરેક વિચાર, વચન, અને કાર્યમાં એકતા પ્રમાણે જીવન ગાળવાનું અને એકતાને ચ્હાવાનું શીખવાથી; આપણે આ એકતા કેવળ બોલી બતાવવાની નથી, પણ બીજાઓને આગળ લાવી અને પોતાની જાતને છેલ્લી મૂકી દરેક પ્રસંગે આ એકતા અનુભવવાની છે.

**—ઉચ્ચ જીવનના નિયમો.**

૫ લોકો કોઇક ભારે ભાગ માટે તૈયારી કરે છે, અને દરરોજના જીવનની નાની નાની બાબતો જેમાં મન લાખો નાની નાની દોરીઓથી વિષયોના પદાર્થો સાથે ગુંથાયેલું છે, તે બાબતો ભૂલી જાય છે.

**—યોગની પ્રસ્તાવના.**

૬ ખરા આત્મ ભોગના જીવનમાં મનુષ્ય પોતાની જાતને સર્વથા ભૂલી જાય છે, અને ત્યાગ એટલો સાધારણ થઈ જાય છે કે તેમાં તેને પ્રયત્ન કરવો પડતો નથી. ત્યાગનું જીવન સ્વાભાવિક થઈ જાય છે.

**—ઉચ્ચજીવનના નિયમો.**

૭ એવો એક માર્ગ છે કે જે દ્વારા મહાત્માના જીવનની છાયા મનુષ્યના દરરોજના સામાન્ય જીવનપર પડી શકે; અને તેને વાસ્તે દરેક કામ યજ્ઞ તરીકે કરવું જોઇએ. તે કાર્યથી પોતાને શો લાભ થશે, તે વિચારવાનું નથી, પણ બીજાઓને તેથી શો લાભ થશે, તેજ જોવાનું છે. અને વળી દરરોજની નાની ફરજો, નજીવાં કાર્યો અને સંકુચિત સ્વાર્થમાં મનુષ્યે પોતાનો કાર્ય કરવાનો હેતુ ફેરવવો જોઇએ, કારણ કે કાર્ય કરવાનો હેતુ ફરવાથી બધું જીવન ફરી જાય છે.

**—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.**

૮ મ્હારના જીવનમાં એક પણ વસ્તુ ફેરવવાની ખાસ જરૂર નથી. કોઇ પ્રણ પ્રકારના જીવનમાં યજ્ઞ થઇ શકે. કોઇપણ સંયોગોમાં પ્રભુની સેવા થઇ શકે.

—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.

૯ જ્યાં સુધી આપણાં હૃદયો દીલસોજીથી ધડકતાં ન હોય, લોકોને જેમ લાગે છે તેમ આપણને લાગે નહિ, અને તેઓ જેવી રીતે જુએ છે, તેવી રીતે આપણે જોઇ શકીએ નહી, ત્યાંસુધી આપણે લોકોને ખરી મદદ કરી શકીએ નહી, કારણ કે જેમ જેમ આપણે તેમના મન તથા હૃદયમાં વિશેષ વિશેષ પ્રવેશ કરીએ અને જે ભૂમિકા-પરથી આપણે કેટલેક અંશે આપણું બળ તેમનામાં રેડી શકીએ અને આપણે જે પ્રાપ્ત કર્યું હોય, તેમાં તેમને ભાગ લેતા બનાવી શકીએ, તે ભૂમિકાપર જેમ જેમ આપણે રહી શકીએ, તેમ તેમ આપણે તેમને મ્હારથી નહિ પણ અંદરથી મદદ કરી શકીએ છીએ.

—જગદ્‌ગુરૂનું આગમન.

૧૦ સ્વાર્થત્યાગ એટલે સર્વના ભલા વાસ્તે ચાલુ કાર્ય કરવાની શક્તિ. આવું કાર્ય કદાપિ નિષ્ફળ જતું નથી, કારણ કે મહાન કાર્યકર્તા (પ્રભુ) પોતાના સેવક દ્વારા તે કાર્ય કરી રહ્યો હોય છે.

—યોગની પ્રસ્તાવના.

૧૧ આપણી ઇચ્છા હોયતો તમે અને હું આજથી તે મહાન સ્વાર્થ ત્યાગની શરૂઆત કરીએ; અને જો આપણે દરરોજના જીવનમાં-આપણા બંધુઓ સાથેના આપણા દરેક કલાકના પ્રસંગમાં-જો શરૂઆત આપણે ન કરીએ તો ખાત્રી રાખજો કે જ્યારે આપણે પર્વતના શિખરે ઉભા હોઇશું, ત્યારે આપણે તે સ્વાર્થ ત્યાગ કરી શકીશું નહિ. દરરોજ આત્મભોગ આપવાની ટેવ, વિચાર કરવાની ટેવ, અને દરરોજ ગ્રહણ

કરવાની નહિ પણ આપવાની ટેવ—આવી ટેવ રાખવાથી જગત્ જેને મહાન્ સ્વાર્થત્યાગ કહે છે, તે કરવાને આપણે શીખીશું.

—ઉચ્ચજીવનના નિયમો.

૧૨ અને તે પછી યજ્ઞમાં દેવું આપવાની ક્રિયા કરતાં કાંઈક વિશેષ અર્થ રહેલો તેને જણાય છે; તે યજ્ઞમાં મનુષ્યે આપવાની સર્વ વસ્તુઓને તે **આનંદપૂર્વક** આપે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૩ જે પ્રમાણમાં આપણી પાસે જે કાંઇ હોય તે (બીજાને વાસ્તે) ખાલી કરીએ છીએ, તે પ્રમાણમાં દિવ્ય પૂર્ણતાને આપણામાં વ્હેવાની જગ્યા થાય છે, અને આપણે કદાપિ ભરાયા ન હતા, તેવી રીતે તે દિવ્યતા આપણને ભરી દે છે. તેટલા માટે નિવૃત્તિ માર્ગનું મોટું ચિન્હ સ્વાર્થત્યાગ છે. જેવી રીતે ગ્રહણ કરવું એ પ્રકૃતિના બનેલા આકારોનું રહસ્ય છે, તેમ સ્વાર્થત્યાગ એ જીવનનું રહસ્ય છે.

—ઉચ્ચજીવનના નિયમો.

૧૪ સદ્જ્ઞાનની માફક પ્રેમ અને યજ્ઞ એ પણ સ્થૂલ ભૂવનપર આત્માના પ્રકટ સ્વરૂપો છે, કારણ કે આત્મા એકરૂપ નથી, પણ **ત્રિરૂપ** છે, અને પ્રેમની માફક જ્ઞાનની પણ જરૂર છે.

—અતીંદ્રિયવાદ અને અધ્યાત્મવાદ.

૧૫ જેઓની પાસે કાંઈ પણ હશે, તેવા મનુષ્યો જ્યારે ભોગ આપવાને તૈયાર થશે, ત્યારે આપણી પૃથ્વીપર આવેલા આકાશમાં નવા-યુગનો અરૂણોદય થશે. જ્યારે ધન, કેળવણી અને સત્તા સર્વના સામાન્ય હિત માટે ટ્રસ્ટ તરીકે ગણવામાં આવશે, ત્યારે વધારે સારા અને વધારે ઉમદા રાજ્યનો પાયો નાખવામાં આવશે.

—બદલાતી દુનિયા.

૧૬ આત્માનો જન્મસિદ્ધ હક્ક યજ્ઞરૂપે પોતાની જાત અર્પણ કરવાની ઇચ્છારૂપે પ્રકટ થાય છે. પોતે શું લેશે, તેનો વિચાર નહિ કરતાં, પોતે શું આપી શકશે, તેનોજ વિચાર તે કરે છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૭ દરેક સામાજીક હીલચાલમાં ઉપલા વર્ગનું લક્ષણ સ્વાર્થત્યાગનું હોવું જોઇએ, અને નીચલા વર્ગનું લક્ષણ પ્રેમ અને સહકાર હોવો જોઇએ. પછી તેઓ ભેગાં ભળશે, અને દરેક પાસે જે આપવા લાયક હશે તે આપશે. કોઈ પણ બીજાને ધિક્કારશે નહિ; કારણ કે પ્રજાના બંધારણમાં દરેક વસ્તુ એકસરખી રીતે જરૂરની છે.

—બદલાતી દુનિયા.

૧૮ જો લોકો ખોટા મોજશોખને બદલે કેળવણી પાછળ પૈસા ખર્ચે, તો ખરા આત્મભોગની શરૂઆત થાય, અને તેથી રાજ્યમાં ખોટી ઉથલપાથલ થતી અટકે; કારણ કે તેમની પાસેથી વસ્તુઓ પડાવી લેવામાં આવે, ત્યાંસુધી રાહજોવાને બદલે તેઓ જાતે આપે છે, અને કાયદાવડે તેમની પાસેથી ધન ખુંચવી લેવામાં આવે ત્યાંસુધી રાહ જોવાને બદલે તેઓ પોતાના હાથ ઉદારતાથી લંબાવે છે.

—નજદીકનું ભવિષ્ય.

૧૯ જો આગળ વધેલા મનુષ્યો લોકોનાં ટોળાં સાથે પોતાનું વહેંચી લે તો—હું કેવળ ધનનો વિચાર કરતો નથી—જો તેઓ પોતાનું બંધુત્વ, મિત્રતા, મદદગાર સ્વભાવ, સુધારો, અને વિકાસ બીજાઓ સાથે વ્હેંચે તો—જો તેઓ આ બધું કરે તો રાજ્યક્રાન્તિનો સઘળો ભય ચાલ્યો જાય; કારણ કે જેઓનાં હૃદય લોકોનાં ટોળાંને મદદ કરવા માટે પ્રેમ અને સેવાથી ગુંથાયા હશે, તેમની સામે થવાને કોઇપણ મનુષ્ય ખુશી હશે નહિ.

—નજદીકનું ભવિષ્ય.

૨૦ ધન વાપરવાથી ખુટી જાય છે: પણ જ્ઞાન અને પ્રેમ જે પ્રમાણુમાં તમે આપો અને તમારા જાતિબંધુઓ સાથે વ્હેંચી લો, તે પ્રમાણુમાં તે વૃદ્ધિ પામે છે. જો તમારામાં જ્ઞાન હોય અને તમે તે આપો તો તેથી કાંઇ તમે ગરીબ થઇ જતા નથી. તમે જાતેજ વિશેષ જાણી શકો છો, કારણુકે તમે શીખવવાને પ્રયત્ન કર્યો છે.

—નજદીકનું ભવિષ્ય.

૨૧ જે પ્રમાણુમાં તમે તમારી જાત અર્પણુ કરો તે પ્રમાણુમાં તમે તમારા સ્વભાવનો સાક્ષાત્કાર કરો છો, જે પ્રમાણુમાં તમે તમારૂં જીવન બીજા વાસ્તે રેડો છો, તે પ્રમાણુમાં તમારી દિવ્યતાનો તમને સાક્ષાત્કાર થાય છે.

—નજદીકનું ભવિષ્ય.

૨૨ જ્યારે તમે આપવામાં રહેલો આનંદ અનુભવ્યો હશે, જ્યારે તમે તમારૂં જીવન બીજાઓના જીવનમાં ખાલી કરી તમારા જીવનનો થયેલો વિકાસ અનુભવ્યો હશે, ત્યારેજ તમને જણુાશે કે પૂર્ણુ સેવા એ પૂર્ણુ સ્વતંત્રતા છે અને બીજાઓ માટે પોતાનું જીવન અર્પણુ કરવામાં મનુષ્યને અનંત જીવનનો અનુભવ થાય છે કે જે અનંત જીવન તે મનુષ્યમાં રહેલો આત્મા છે.

—નજદીકનું ભવિષ્ય.

૨૩ યજ્ઞનું ખરૂં રહસ્ય તપાસીએ તો યજ્ઞ એટલે આપવું—રેડવું. યજ્ઞમાં આપવાની ઇચ્છા એજ હેતુ હોય છે. તેનું હાર્દ (essence) જે કાંઇ તેની પાસે હોય તે બીજાને આપવાની પ્રબળ ઇચ્છા છે; અને જે વસ્તુ તે કિંમતી ગણુતો હોય, તે બીજાઓની મદદ અને આનંદ વાસ્તે આપવા ઇચ્છે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૪ બ્હારની દૃષ્ટિથી નહિ, પણ આંતર દૃષ્ટિથી તપાસીએ તો યજ્ઞ એ આપવાનું કાર્ય છે; બીજાઓને સુખ આપવાના હેતુથી પોતાની જાત અર્પણ કરવી તે યજ્ઞ છે—માટે મૂળ સ્વભાવે યજ્ઞ દુઃખકારક નહિ પણ આનંદકારક છે; અને આપવાની ક્રિયા તે યજ્ઞના કાર્યનું ખરૂં રહસ્ય છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૫ યજ્ઞનો નિયમ એ દિવ્ય સ્વભાવ ઉપર રચાયેલો છે. જે પરમ યજ્ઞથી આ વિશ્વ હયાતીમાં આવ્યું તે પ્રભુના આનંદ **સ્વભાવ**ની આપવાની ક્રિયા હતી, અને તેટલા માટે આખા વિશ્વનો હેતુ મૂળ તત્ત્વે આ આનંદ બીજા સાથે વહેંચવાનો અથવા બીજાઓમાં ફેલાવવાનો છે, અને યજ્ઞનું મૂળ ઘણા જીવોને પરમાત્મા સાથે એક્તા કરવા માટે આપવાનો આનંદ છે—આ એક્તાનો હેતુ અવર્ણનીય શાંતિ આપવાનો છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૬ આપણે અનુભવવું જોઇએ કે આપવું એ પરમ આનંદ છે, કારણ કે તે દિવ્ય સ્વભાવનું પરમ સત્ત્વ છે. વળી આપણે અનુભવવું જોઇએ કે જે પ્રમાણે મનુષ્ય પોતાના સ્વભાવરૂપ થાય છે અર્થાત્ તે સ્વભાનથી દિવ્ય બને છે, તે પ્રમાણે જાતે વિશેષ અને વિશેષ આનંદરૂપ થશે, અને બીજાઓને વિશેષ વિશેષ આનંદ આપનારો થશે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૭ તે મંદિરના ઉમરા ઉપર જે આહૂતિ તેને આપવાની છે તે આહૂતિ—તરીકે તેણે ભૂતકાળમાં એકઠી કરેલી સર્વ વસ્તુઓ—તેણે મેળવેલી શક્તિઓ અને સાધનો સાથે લેવાં જોઇએ. તેણે ત્યાં ખાલી હાથે જવાનું નથી. તેણે કોઇપણ વસ્તુનો નાશ કરવાનો નથી. પણ તેને પવિત્ર બનાવવાનું સખ્ત કામ કરવાનું છે. તે પોતાના ગુણોમાંથી અંગત તત્ત્વોને કાઢી નાખે છે, પણ તે ગુણોનું સત્ત્વ પોતાની સાથે રાખે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૮ જ્યાં સુધી જીવ પોતાના સાધ્ય બિન્દુની સમીપ ન આવે, અને જ્યાં સુધી જેઓ દિવ્ય બન્યા છે તે મહાત્માઓનો પ્રકાશ તેનામાં થઇ વહેવાને તે ઓછો આડખીલરૂપ ન થાય ત્યાં સુધી આત્માને પળ વાર પણ શાંતિ વળે નહિ, આત્મા કદાપિ પણ સંતુષ્ટ થાય નહિ.

—મહાન્ મંદિરનો ચોક.

૨૯ તેટલા માટે બ્હારની દૂનિયાને દુઃખમય જણાતી વસ્તુઓ આ મહાન્ મંદિરના ચોકમાં આનંદરૂપ લાગે છે, અને જે દુઃખ પવિત્ર બનાવે છે, તે દુઃખ મોટામાં મોટો આવકારદાયક મિત્ર બને છે.

—મહાન્ મંદિરનો ચોક.

૩૦ મુમુક્ષુની વાણી સાચી, વિનયભરી અને નમ્ર હોવી જોઇએ. તે વાણીનો તપ કહેવાય છે. તે વાણીનો તપ અને યજ્ઞ છે, જે દરેક મુમુક્ષુએ કરવાનો હોય છે.

--મહાન્ મંદિરનો ચોક.

૩૧ તે મુક્ત થાય છે, એટલે ફરજ્યાત બંધનની બેડીઓ તોડી નાખે છે, અને તે પૂર્ણ નિઃસ્વાર્થતા શીખે છે; વળી જે સર્વના હિતનું છે તેનીજ તે શોધ કરે છે, અને જે વડે સર્વની સેવા થઇ શકે, ફક્ત તેજ મેળવવા તે ઇચ્છા રાખે છે.

—મહાન્ મંદિરનો ચોક.



# એપ્રિલ.



## વિવેક.

૧ તમારે ખરો વિવેક ખીલવવો અને જીવનમાં તમારી આસ-પાસ જે કાંઇ હોય, તેમાં ઉપયોગી અને અનુપયોગી તત્ત્વ વચ્ચેનો ભેદ જાણવો જોઇએ. તમને જે પુરૂષો અને સ્ત્રીઓ મળે, તેમાં તેમની અંદર રહેલા પ્રભુને અને બ્હારથી દેખાતા વિકારો, ભૂલો, અને ખામીઓને છૂટા પાડતાં તમારે શીખવું જોઇએ.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૨ દરેકમાં દિવ્ય તત્ત્વ જુઓ—દરેક મનુષ્યનું અધમ નહિ પણ ઉત્તમ તત્ત્વ જુઓ, અને તેને મદદ કરવા માટે તમે તેના ઉત્તમ તત્ત્વ સાથે ઐક્ય અનુભવતાં શીખો—પણ તેના ખરાબ તત્ત્વને ધિક્કારતા નહિ, કારણ કે ધિક્કારવાથી તેનામાં રહેલા ખરાબ તત્ત્વનો તેના પરનો કાબુ વધતો જાય છે, અને તેમાંથી ઉંચે ચઢવાનું કામ તેને વાસ્તે કઠીન બને છે. ઉમેદવારીના માર્ગપર ચાલતાં આ વિવેકનો ગુણ પ્રથમ ખીલવવો જોઇએ.

**—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.**

૩ અમુક પાઠ શીખતાં પહેલાં આપણને થોડા અનુભવથી સંતોષ થશે, કે વિશેષ વિશેષ અનુભવની જરૂર પડશે, તે એની વચ્ચે આપણે

નિરંતર પસંદગી કરવાનું કામ છે. જેને ધર્મ શાસ્ત્રો પાપ કહે છે, એનો અર્થ એજ કે તે મનુષ્ય હલકાં અને ઉંચ તત્ત્વ વચ્ચે વિવેક કરતાં શીખ્યા પછી પણ હલકા તત્ત્વની ભાન પૂર્વક પસંદગી કરે છે.

—થિઓસોફીની રૂપરેખા.

૪ આપણા બળનું ભાનપૂર્વક માપ કાઢવું અને આપણે કરવા યોગ્ય કામોને તે બળ સાથે અનુકુળ બનાવવા, એ એક જરૂરની બાબત છે. આપણે કેટલું કામ કરીએ છીએ તે પ્રશ્ન નથી પણ આપણે કરવાના કામનો જથો અને આપણી તે કાર્ય કરવાની શક્તિ વચ્ચે યોગ્ય પ્રમાણ હોવું જોઇએ.

—ભાવનાઓ.

૫ જેઓ શારીરિક મોજ શોખથી પાછા વળી મનને ખીલવવા પાછળ પડે છે અને આ પ્રમાણે જેઓ મુકાબલે શાશ્વત તત્ત્વને શોધે છે, તેઓ મનુષ્ય જાતિના વિકાસને મદદગાર થાય છે.

—દુખનો અર્થ અને ઉપયોગ.

૬ બીજું બધુ કામ ખરૂં, પણ તે સેવાને માટે પોતાને તૈયાર કરે છે, અને તેટલા માટે જે વિચારો પાછળ તેણે પોતાની શક્તિ વાપરવી જોઇએ, તે વિચારોની પસંદગીમાં, તે વિચારોની બ્હારની દુનિયા પર શી અસર થાય છે,–તે વિચારો કેટલે અંશે મદદગાર થશે—તે વિચારો કેટલે અંશે સબળ બનાવશે, તે વિચારો કેટલે અંશે પવિત્ર બનાવશે, તે સર્વની ગણત્રી તે કરે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૭ તે ભાનપૂર્વક પોતાના ચેતન્યને દરેક શુભ તત્ત્વનું આકર્ષણ કરનાર લોહચુંબક બનાવશે, જેથી સર્વ અશુભ તત્ત્વો તેની સાથે અથ-

ડાઇને ખરી પડે, અને જે કાંઈ શુભ તત્ત્વ છે તે વિશેષ પોષણ મેળવવા માટે તેના ચૈતન્યમાં વહેવા લાગે.

—મહાન્ મંદિરનો ચોક.

૮ તમારા શરીરને તેનો સમય પસંદ કરવાનું કામ સોંપતા નહિ, પણ તેને તેજ પળે અને સ્વાભાવિક રીતે આજ્ઞા-પાલન શીખવો કે જેથી તે મનનું ઉપયોગી સાધન થઇ શકે; અને જો થોડો સમય અનુભવ કર્યા પછી તમને એમ લાગે કે તમે પસંદ કરવામાં ભૂલ કરી છે, તો ફેરફાર કરો. તમે તમારૂં સંકલ્પ બળ દૃઢ કરવા પ્રયત્ન કરો છો. તેટલા માટે હઠીલા બનતા ના. જે અનુકુળ ન આવે તે બદલો; પણ તે તમારી ઇચ્છા પ્રમાણે અને પૂર્ણ ભાનપૂર્વક બદલો.

—મહાન્ મંદિરનો ચોક.

૯ હવે તમને જ્ઞાન તો મળી ગયું છે. માટે તમે તમારા વિચારોને કાર્યમાં મૂકો. અમુક યોજના જનસમાજને લાગુ પાડવામાં આવે તો તેના ખરા કલ્યાણને વાસ્તે ખરેખર તે અસરકારક થશે કે નહિ એનો ભવિષ્યની દૃષ્ટિથી વિચાર કર્યા વિના અમુક યોજનાથી સમાજની સ્થિતિ જલદીથી સુધરી જશે એમ પ્રથમ દૃષ્ટિએ માની સમાજ સુધારાની યોજનાઓ પાછળ ગાંડા થઇને દોડતા ના, અને ખોટા ફેરફારો કરતા ના.

—અભ્યાસ અને વર્તન.

૧૦ અને થિઓસોફીસ્ટ તરીકે આપણું કામ વિકાસના મોટા પ્રશ્નોનું સમાધાન કરવાનું, અને લાંબો વિચાર કર્યા વિના ભ્રાતૃભાવનો સિદ્ધાંત ક્યાં અમલમાં મૂકી શકાય તે આપણાથી બને તેટલું જોવાનું છે.

—અભ્યાસ અને વર્તન.

૧૧ આપણે સૌથી ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ પ્રાપ્ત કરવાને ખુશીથી ઇચ્છીશું, કારણ કે આ ઇચ્છા સિવાય આપણે જરા પણ પ્રગતિ કરી

શકીશું નહિ. ક્ષણિક પદાર્થો સાથે ઐક્ય અનુભવવાની આપણી ઇચ્છાથી આપણે પાછા પડીએ છીએ. તેને બદલે આપણે શાશ્વત, ઉમદા અને વિશાળ તત્ત્વ સાથે ઐક્ય અનુભવવાનો પ્રયત્ન કરવાથી શું આપણે આપણો વિકાસ ન કરી શકીએ ?

—આંતર જીવનના કેટલાક પ્રશ્નો.

૧૨ હું ખાસ કરીને તમારામાંના વડિલ વર્ગને આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું કે યુવકોના વિચારોને દબાવવા પ્રયત્ન કરતા ના. દરેક જમાનાના લોકો તેના આગળના જમાનાના લોકો કરતાં સત્યના માર્ગે વિશેષ આગળ વધે છે. આપણે જે વડીલો છીએ, તે કાંઈ પૂર્ણ જ્ઞાન ધરાવતા નથી. આપણે પણ શીખીએ છીએ; અને યુવક વર્ગને એક વિશેષ લાભ છે. અને જે સત્યો આપણે પ્રયત્ન કરવાથી, ચિંતાથી અને મનના ઉદ્વેગથી મેળવેલાં, તે સત્યો તેઓ સ્હેલાઇથી પ્રાપ્ત કરી શકે છે.

—સ્વતંત્રતાના માર્ગો.

૧૩ જરૂરની અને બીનજરૂરની બાબતો વચ્ચે વિવેક કરીને જે બીન જરૂરની બાબતો છે, તે સંબંધમાં તેણે ધીમેથી નમતું મૂકતાં અને માયાળુ ભરી સભ્યતા રાખતાં શીખવું જોઇએ. જે બીન મહત્ત્વની બાબતો છે, તે બાબતમાં નમતું મૂકવું એ સારૂં છે કે જેથી મહત્ત્વની બાબતો પૂર્ણ રીતે તમે અનુભવી શકો.

—દીક્ષા.

૧૪ મદદ કરવાની ફરજ અને બીજા પર સત્તા ચલાવવાની ઇચ્છા વચ્ચે વિવેક કરતાં તમારે શીખવું જોઇએ. ઘણા લોકો એવા છે કે જેઓ બીજાના વિચારો તથા કાર્યોની વચમાં હમેશાં માથું મારતા હોય છે, અને પોતાના આત્મા ભણી લક્ષ આપવાને બદલે તેઓ જાણે કે પોતાના પડોશીઓના આત્માનો બચાવ કરવા ઇચ્છતા હોય છે.

—દીક્ષા.

૧૫ વળી તેણે સત્ય અને અસત્ય વચ્ચે વિવેક કરવો જોઇએ, અને આ વિવેક પણ જગતની દૃષ્ટિએ નહિ પણ ગુપ્ત જ્ઞાનના અભ્યાસની દૃષ્ટિએ કરવાનો છે.

—દીક્ષા.

૧૬ તમારી આસપાસની દરેક વસ્તુમાં અને તમારી આસપાસના દરેક મનુષ્યમાં શાશ્વત (સદાનું) અને અશાશ્વત (ક્ષણિક) તત્ત્વ વચ્ચે સત્ત્વ અને તેના ફોતરાં વચ્ચે, સ્થાયી અને ક્ષણિક તત્ત્વ વચ્ચે વિવેક કરતાં તમારે શીખવાનું છે.

—દીક્ષા.

૧૭ જે પળે મનુષ્યને અમુક કામ ખોટું છે એવું જ્ઞાન હોય છે તેજ પળે અમુક આવેશને વશ થવાથી તે મનુષ્યમાં વિચારપૂર્વકની અધમતા આવે છે.

—ધર્મ.

૧૮ પૂર્ણ શુભ તો પ્રભુમાં રહેલું છે. આપણાં શુભ અને અશુભ તત્ત્વો સાપેક્ષ (relative) છે, અને આપણે વિકાસ ક્રમમાં જે પગથિએ પહોંચ્યા હોઇએ, તે ઉપર તેનો આધાર રહેલો છે.

—ધર્મ.

૧૯ જો આપણે કોઈ અનધિકારી જીવ આગળ એવો ઉચ્ચ આદર્શ રજુ કરીએ કે જે તેને અસર ન કરી શકે, તો આપણે તેના વિકાસક્રમને અટકાવીએ છીએ.

—ધર્મ.

૨૦ અનુભવ એ જીવનનો નિયમ છે–તે વિકાસનો નિયમ છે. જ્યાં સુધી મનુષ્યને શુભ અને અશુભનો અનુભવ ન થાય, ત્યાં સુધી ખરા અને ખોટા વચ્ચેનો વિવેક તેનામાં શી રીતે ખીલે ?

—ધર્મ.

૨૧ જ્યારે તમે કોઇ મનુષ્યને તેની શક્તિ ઉપરાંતનું ઘણું ઉંચું જ્ઞાન આપો, ત્યારે તે મનુષ્ય જાણે છે કે તમે કાંઈ મૂર્ખતા ભરી વાત કરો છો; કારણ કે જે તેનાથી ન બની શકે, તેવું કામ કરવાની તમે આજ્ઞા કરો છો-તમારી મૂર્ખતાને લીધે તમે એવા હેતુઓ તેની આગળ રજુ કર્યા છે કે જે હેતુઓ તેને અસર કરી શકતા નથી.

—ધર્મ.

૨૨ ગુપ્ત જ્ઞાનીમાં રહેલો સત્યનો સદ્‌ગુણ તેનો ભોમીઓ તેમજ તેની ઢાલ છે; તે ભોમીઓ એટલા માટે કે તેથી તેની આંતર દૃષ્ટિ ખીલે છે, જે વડે તે ખોટા માર્ગમાંથી સાચા માર્ગને પસંદ કરી શકે છે. વળી સત્યને ઢાલ રૂપ એટલા માટે કહેવામાં આવે છે કે સત્યરૂપી ઢાલથી મનુષ્યનું રક્ષણ થાય છે. કારણ કે જે ભૂમિકાઓમાં થઇને તેને પસાર થવાનું હોય છે, તે ભૂમિકાઓની સઘળી ભ્રાન્તિઓ અને ભ્રમો તેને સત્યની ઢાલને લીધે ઇજા કરી શકતા નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૨૩ વિચારમાં વાણીમાં અને વર્તનમાં સત્યનો મહાવરો પાડવાથી ધીમેધીમે આધ્યાત્મિક આંતરદૃષ્ટિ જાગ્રત્ થાય છે; તે માયાના દરેક પડદાને ભેદે છે, અને તેની સામે કુદરતમાં કોઇ પણ જાતનું કપટ ફતેહમંદ થઈ શકે નહિ.

—મહાન્ મંદિરનો ચોક.

૨૪ જ્યાં સુધી આધ્યાત્મિક આંતરદૃષ્ટિના સ્થિર અને સ્પષ્ટ દર્શન વડે પડદાઓ અને માયાવી રૂપો ભેદાય નહિ, ત્યાં સુધી સર્વ બાજુએ પડદાઓ ફેલાયલા માલુમ પડશે, અને ત્યાં સુધી જ્યાં ત્યાં ભ્રમાત્મક દુનિયામાં દેખાવોનું માયાવી રૂપ જણાશે.

મહાન્ મંદિરનો ચોક.

૨૫ તમારે નાશ પામતી અને જન્મ પામતી વસ્તુઓ વચ્ચે વિવેક કરવો જોઇએ. તમારૂં બળ અને તમારો પ્રયત્ન આ બેમાંથી કઈ

બાબતમાં તમે સારી રીતે રોકી શકો, તેનું જ્ઞાન મેળવો. વળી તે સાથે સદા સ્મરણમાં રાખો કે તમારી શક્તિનો સદ્ઉપયોગ થાય, તે માટે તમારે જેનું ઘણાને ભાન પણ ન હોય–તમારી આસપાસના પુરુષો અને સ્ત્રીઓના મોટા ભાગના ધ્યાનમાં પણ જે ન હોય, તેવા વિકાસ પામતા જીવનના આકારો–માર્ગો પસંદ કરવા.

**—અભ્યાસ અને વર્તન.**

૨૬ મનુષ્યો ઘસડાય છે, કારણ કે તે જાણતા નથી. મનુષ્યો નિરાધાર છે, કારણ કે તેઓ અંધ છે. જે મનુષ્ય સામાન્ય મનુષ્યજાતિનાં ટોળાં કરતાં પોતાનો માર્ગ જલ્દીથી પુરો કરવા માગતો હોય, તેનામાં આંતર પ્રતિભા તેમજ પ્રેમ–જ્ઞાન તેમજ ભક્તિ–જોઇએ; તેણે લાંબા સમયપર તૈયાર કરેલી બેડીઓની કડીઓને ઘસી નાખવાનું કામ ધીમે ધીમે કરવાનું નથી. તે કડીઓ ધીમે ધીમે ઘસાઇ જાંય અને તેને છુટો કરે, તેવીજ રીતે તેનઘણી ઝડપથી પણ તે કડીઓને ઘસી નાખી શકે.

**—કર્મ.**

૨૭ અમે અંધકારમાં તદ્દન દીન બની જવાની તેમજ પ્રકાશમાં તદ્દન ફુલાઇ જવાની ના પાડીએ છીએ. અમે એક અનુભવને બીજા સાથે સરખાવીએ છીએ અને વર્તમાનકાળના દુઃખનો કાંટો ભૂતકાળના આનંદના સ્મરણથી તેમજ ભવિષ્યમાં મળનારા આનંદની આગાહીથી દૂર કરીએ છીએ. અને એવી સ્થિતિ આવે છે કે જ્યાં એક તથા બીજી દશા આત્માના દૃઢ પગલાને ખસેડી શકતી નથી.

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૨૮ પ્રથમ ગુણને સત્ય અસત્ય વચ્ચેના ભેદરૂપ વિવેક કહેવામાં આવે છે. કોઇપણ સદ્ગુણ ઉપર ધ્યાન કરવું અને તે પ્રમાણે જીવન ગાળવું તે ચોકસ વિકાસનો માર્ગ છે.

**—દીક્ષા.**

૨૯ આત્માને ઢાંકનાર ગમે તેવા જાડા પડદા હોય તોપણ મહાન્ મંદિરના બ્હારના ચોકમાં દિવ્યતત્ત્વનો સાક્ષાત્કાર કરવો જોઇએ; કારણકે ત્યાં આત્માની આંખો ખુલવી જોઈએ, અને ત્યાં તેની અને બીજાઓના આત્માની વચ્ચે કોઇપણ જાતનો પડદો રહેતો નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૩૦ ગુપ્ત જ્ઞાનીને ખરા અને ખોટા વચ્ચે પસંદગી કરવાનું રહેતુંજ નથી. ગમે તે કિંમતે અને ગમે તે ભોગે તે ખરો માર્ગ લેવાને બંધાયેલો છે. એક માર્ગ જે ઇશ્વરી ઇચ્છાને અનુકુળ છે, અને બીજો માર્ગ જે તે ઇચ્છાની વિરૂદ્ધ છે, તે બે માર્ગની પસંદગી વચ્ચે, તેને બીજા મનુષ્યોની માફક, આનાકાની કરવાની હોયજ નહી.

—દીક્ષા.



# મે.

---

## વૈરાગ્ય-નિર્વાસના.

૧ વૈરાગ્ય મેળવવાની તમારી ચિંતામાં પ્રેમને મારી નાખતા ના; આપણામાં—ભિન્ન ભિન્ન જીવાત્માઓમાં—પ્રેમ એજ જીવન છે. તેને લીધેજ એક જીવ બીજા જીવ પ્રત્યે આકર્ષાય છે.

**—યોગની પ્રસ્તાવના.**

૨ વૈરાગ્ય પ્રાપ્ત કરવાને જીંદગીની દરરોજની વસ્તુઓમાં તમારે તે ગુણ કેળવવો જોઇએ.

**—યોગની પ્રસ્તાવના.**

૩ નાની નાની અગવડો, ભોજનનાં સુખો, શારીરિક ઉપભોગો, તરફ આપણે વૈરાગ્ય ભાવ ખીલવવો. બ્હારની વસ્તુઓ આવે તેને આનંદપૂર્વક ઉદારતાથી સહન કરવી. નાનાં દુઃખો તેમજ સુખોને આવકાર પણ ન આપવો, તેમ તેનો તિરસ્કાર પણ ન કરવો.

**—શાંતિનું સ્થળ.**

૪ દરેક પ્રકારનો રાગ આત્માને બાંધે છે, અને જે સ્થળમાં તે ઇચ્છા તૃપ્ત થાય, તે સ્થળમાં તે આત્માને પાછો લાવે છે.

**—મુમુક્ષુનો માર્ગ.**

૫ જ્યારે એકવાર મહાત્માની અદ્‌ભૂત પૂર્ણતા અને સૌંદર્ય ઉપર આંખો ઠરે, જ્યારે તેમના ચારિત્રનો પ્રકાશ આપણી તેજથી અંજાઇ

ગયેલી આંખો પર પડે, ત્યારે એકજ ઇચ્છા રહે છે—કે તેમની છબી પોતાના જીવનમાં ઉતારવી, અને પોતાની અલ્પ શક્તિના પ્રમાણમાં મનુષ્યો વચ્ચે તેમની મૂર્તિરૂપ અને તેમના સંદેશવાહક થવું.

—દીક્ષા.

૬ જ્યારે માર્ગપર ચાલવાની પ્રબળ ઇચ્છા પ્રકટે છે, ત્યારે અસત્ વસ્તુઓની આકર્ષણ કરવાની શક્તિ ચાલી જાય છે, અને પૂર્ણતા તરફ ઉતાવળથી જવાના નિશ્ચયવાળા મનુષ્યને રોકવાની ઘણીજ ઓછી શક્તિ ક્ષણિક વસ્તુઓમાં હોય છે.

—દીક્ષા.

૭ પોતાની જાતને કાર્યના ફળથી અલગ કરવાની કિંમત એજ કે મનુષ્ય આ પ્રમાણે મનની શાંતિ મેળવી શકે છે, અને દરેક કાર્યમાં એકાગ્રતા લાવી શકે છે.

શાંતિનું સ્થળ.

૮ "અભ્યાસનો" અર્થ કેવળ ધ્યાન એમ કરવાનો નથી, જો કે સામાન્ય રીતે તે અર્થમાં તે શબ્દ વાપરવામાં આવે છે. તેનો અર્થ એ છે કે આકર્ષણ કરનારા પદાર્થોની વચમાં પણ ભાનપૂર્વક અને સતત વૈરાગ્યવૃત્તિ ખીલવવી.

—યોગની પ્રસ્તાવના.

૯ આપણે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી કે જ્યાં દરેક વિકાર શાંત થાય, જ્યાં ઇચ્છાના પદાર્થો પ્રત્યે કોઈ પણ પ્રકારનો રાગ રહે નહિ, અને જ્યાં આસપાસના પદાર્થો સાથે બાંધનાર સઘળાં બંધનો તુટી જાય.

—યોગની પ્રસ્તાવના.

૧૦ આવો વૈરાગ્ય શી રીતે પ્રાપ્ત થાય? આત્માના પ્રબળ આકર્ષણ દ્વારા બ્હારના પદાર્થો ઉપરથી ધીમે ધીમે આપણું મન ઉઠાવી

લેવાથી આ વૈરાગ્ય પ્રાપ્ત થઇ શકે; કારણ કે આત્માજ આત્મા ભણી આકર્ષાય છે.

**યોગની પ્રસ્તાવના.**

૧૧ એકજ પરમ પ્રયત્નથી આ વૈરાગ્યને ગુણ યોગી થવા ઇચ્છનાર મનુષ્યનું લક્ષણ એકાએક થઇ શકે નહી. તેણે નિરંતર દઢતાથી આ વૈરાગ્ય ખીલવવાનો અભ્યાસ પાડવો જોઈએ.

**—યોગની પ્રસ્તાવના.**

૧૨ કેટલીકવાર સિદ્ધિઓની ઇચ્છા શિષ્યને નડે છે "અહા! જો મ્હારામાં જોવાની શક્તિ હોય તો હું વિશેષ ઉપયોગી થઈ પડું, શરીરમાંથી બ્હાર નીકળ્યા પછી જે હું કરતો હોઉં, તે જો મને યાદ રહે તો હું લોકોને ઘણીજ મદદ આપી શકું." આ બાબતમાં સૌથી ઉત્તમ નિર્ણય આપનાર કોણ—શિષ્ય કે ગુરૂ? શાની જરૂર છે, તે સૌથી ઉત્તમ રીતે કોણ જાણે—શિષ્ય કે ગુરૂ? તે શક્તિઓ તમારામાં કયારે ખીલશે, તે સમયનો નિર્ણય કરવાનું કામ તમારા ગુરૂદેવનેજ સોંપો.

**—દીક્ષા.**

૧૩ આપણામાં વૈરાગ્ય હોવો જોઇએ; કારણ કે ઉચ્ચચૈતન્ય નીચલી ભૂમિકામાં પ્રકટ થાય તેને વાસ્તે તે ગુણ જરૂરનો છે.

**—ઉચ્ચ જીવનના નિયમો.**

૧૪ "કાર્યના ફળ સંબંધી ચિંતા ન કરવી" આ ઉપરથી આપણે આગળ ઉપર કેવી રીતે પ્રવૃત્તિ કરવી તે જાણવા સારૂ કાર્યના ફળની તપાસ ન રાખવી એમ સમજવાનું નથી. કારણ કે આવા પરિણામનો અભ્યાસ કરવાથી અનુભવ મળે છે અને તે દ્વારા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. આપણે કોઇ પણ કાર્ય આપણી ઉત્તમ વિચારશક્તિથી, બળથી, અને શુદ્ધ આશયથી કર્યાં પછી તેને જતુ કરવું

અર્થાત્ તેના પરિણામ સંબંધી જરા પણ ચિંતા ન રાખવી, એ વાત ધ્યાનમાં રાખવાની છે.

**—શાંતિનું સ્થળ.**

૧૫ અંગત માલીકીની ઇચ્છા–કેવળ સ્થૂળ વસ્તુઓનીજ નહી, પણ નૈતિક તેમજ માનસિક વસ્તુઓની માલીકીની ઇચ્છા–તેમજ તમારા તથા મારા વચ્ચે જે ભેદભાવ પ્રકટ કરે છે પણ તમે તથા હું એક છીએ, એમ જે સ્વીકારતું નથી, તે સર્વ આધ્યાત્મિક જીવનનું વિરોધી છે.

**—અતીંદ્રિયવાદ અને અધ્યાત્મવાદ.**

૧૬ બીજો ગુણ વૈરાગ્ય અથવા ઈચ્છારહિતપણું છે–નાશવંત તેમજ બદલાતા પદાર્થો પ્રત્યેની ઈચ્છાનો અભાવ અને શાશ્વત–સત્–વસ્તુ ઉપર ઇચ્છાની એકાગ્રતા એજ વૈરાગ્ય.

**—દીક્ષા.**

૧૭ સૂક્ષ્મ વાસનાઓ પણ ઉખેડી નાખવી અને કચરાની પેટીમાં ફેંકી દેવી. છેવટે એકજ પ્રબળ ઈચ્છા રહેશે–સેવા કરવાની અને તે પણ ઇશ્વરી યોજનામાં નક્કી કરેલા ધોરણે સેવા કરવાની–ઇચ્છા રહેશે. આ પ્રમાણે વાસનારહિતપણું પ્રાપ્ત થાય છે. આ સ્થિતિને બૌદ્ધો ડહાપણ ભરી રીતે "કાર્ય કરવાની તૈયારી"નું નામ આપે છે.

**—મુમુક્ષુનો માર્ગ.**

૧૮ જે પ્રમાણમાં શિષ્ય દિવ્ય પ્રવાહને જગત તરફ વ્હેવાની વિશેષ વિશેષ પ્રણાલિકા બનતો જાય છે, તે પ્રમાણમાં તે પ્રણાલિકા થવા સિવાય બીજી કોઈ પણ બાબતની ઇચ્છા રાખતો નથી; ફક્ત તે મહાન્ જીવનને વહેવાની વધારે વિસ્તારવાળી પ્રણાલિકા થવા માગે છે. તેની એકજ ઇચ્છા હોય છે કે તે મોટું વાહન [vehicle) થાય, અને તે જીવનને બ્હાર વહેવાને જેમ બને તેમ ઓછો અંતરાયભૂત

અને; સેવા કરવા સિવાય બીજી કાંઇ પણ ચીજ માટે કાર્ય ન કરવું તેજ શિષ્યનું જીવન છે.

—કર્મ.

૧૯ શું તમે તમારી યોજના ધૂળ ભેગી થતી, અને તમે આરામ વાસ્તે બાંધેલી દીવાલો તમારા પગ આગળ ખંડેરની માફક પડી જતી કોઇપણ જાતની માનસિક પીડા વિના જોઇ શકો છો? જો તમે ન જોઇ શકતા હો, તો તમે મનુષ્ય જાતિના પ્રેમની ખાતર નહીં પણ પરિણામની ખાતર કાર્ય કરી રહ્યા છો.

—દીક્ષા.

૨૦ તેણે આકર્ષક (પ્રિય) તત્ત્વ તરફ નહિ આકર્ષાવાનું અને અનાકર્ષક (અપ્રિય) તત્ત્વ તરફ તિરસ્કાર નહિ બતાવવાનું શીખવું જોઇએ, પણ બન્ને તત્ત્વોને એકજ પ્રભુના ભિન્ન ભિન્ન રૂપો માનવાં જોઇએ, કે જેથી આ બન્ને તત્ત્વો તેને બંધન કરનારી બેડીઓ રૂપે નહિ, પણ માર્ગદર્શક પાઠરૂપ નીવડે.

—ગીતાની પ્રસ્તાવના.

૨૧ સુખ આવે કે દુ:ખ આવે તેનો તે સ્વીકાર કરે છે. તેને સુખ દુ:ખ લાગતું નથી, એમ નથી. દુનિયાનાં સામાન્ય મનુષ્ય કરતાં તેને તે સુખ દુ:ખ વધારે તીવ્ર અસર કરે છે. પણ સુખદુ:ખનું ખરૂં સ્થાન અને તેની ખરી કિંમત તે સમજે છે, અને જીવનની મહાયોજનામાં તે સુખદુ:ખને તેની ખરી કિંમત આપે છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૨ વૈરાગ્ય ભાવમાં આગળ વધે છે, તેમ તેની સુખદુ:ખ અનુભવવાની લાગણી ઓછી થતી નથી, કારણ કે અંદરની અને બ્હારની દુનિયાની દરેક લાગણીની તેને તીવ્ર અસર થાય છે......પણ આવી કોઇ પણ લાગણી તેને અસ્થિર બનાવવા શક્તિમાન થતી નથી.

--મહાન્ મંદિરનો ચોક.

૨૩ ખરો અને સત્ય વૈરાગ્ય બળરૂપ છે; આવો વૈરાગ્ય કેવી રીતે ખીલશે? વૈરાગ્યનો શો અર્થ છે, તેનો દરરોજ વિચાર કરવો અને તમે તે પૂર્ણ રીતે સમજો ત્યાં સુધી કકડે કકડે તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરવો.

અને જ્યારે તમે મનુષ્યોથી ભરેલી દુનિયામાં જાઓ ત્યારે દર-રોજના જીવનમાં તેનો અભ્યાસ પાડવો. તમારે તમારા હૃદયને સખ્ત બનાવવાનું નથી, પણ તમારા હૃદયને વિશેષ ગ્રાહક બનાવવાનું છે...... બ્હારથી જે કાંઇ આવે તે સમજવાને તમારી જાતને યોગ્ય બનાવો, પણ તેજ સમયે તમે આંતરની એવી સમતોલ વૃત્તિ રાખો કે જે કશાથી પણ બદલાય નહિ.

—મહાન્ મંદિરનો ચોક.

૨૪ જેમ જેમ આત્મા ડગે નહી તેવો પ્રબળ થતો લાગે છે, તેમજ બ્હારથી આવતા દરેક આન્દોલનની તેને લાગણી થઈ શકે તેવો બને છે, ત્યારે તેને વિશાળ જીવનનો અનુભવ થાય છે. તે વિશેષ એકતાની ભાવના અનુભવે છે અને તેને વધતા જતા ચૈતન્યનું ભાન થાય છે. તેમજ જેનો તે વિભાગ છે, તે પરમાત્મ જીવનની સાથે વધતી જતી એકતાનો પણ ખ્યાલ આવતો જાય છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૫ અને જેમ જેમ એકલાપણાની લાગણી ધીમે ધીમે ગળવા માંડે છે, તેમ તેમ વસ્તુઓના હૃદયમાં રહેલો આનંદ તેમાં વહેવા લાગે છે, અને જે સ્થિતિ સામાન્ય મનુષ્યને દુઃખ ભરેલી લાગે, તે પણ શિષ્યને વાસ્તે દુઃખરહિત બને છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨૬ કોઈપણ બનાવવામાંથી અંગત સ્વાર્થ કાઢી નાંખો. જીંદગીમાં જે સ્થિતિ મળી હોય તેને અંગે ઉદ્‌ભવતી ફરજો બજાવો. ઈશ્વર જે

સ્વામી તથા નિયમરૂપ છે, તેજ કાર્યકર્તા છે, અને જે વિકાસક્રમનો અંત આનંદ અને શાંતિમાં છે તેને દોરી રહ્યો છે, તે બાબતનો ખ્યાલ લાવો.

**--ગીતાજીની પ્રસ્તાવના.**

૨૭ દરેક પળે વાસનાને દાબવાથી આપણી આસપાસના સર્વ પદાર્થો તરફ આપણે વૈરાગ્ય રાખતાં શીખીએ છીએ.

**—યોગની પ્રસ્તાવના.**

૨૮ આ પ્રમાણે તેનાં સર્વ કાર્યો યજ્ઞરૂપ બને છે તે કામોમાંથી કોઈ પણ જાતનું ફળ મળે તે માટે નહિ, પણ લોકસંગ્રહાર્થે તે અર્પણ કરવામાં આવે છે. કાર્ય કર્તવ્યરૂપે કરવામાં આવે છે, અને તેનું ફળ મનુષ્ય જાતિને મદદ કરવા આનંદપૂર્વક છોડી દેવામાં આવે છે. ફળની સાથે તેને સ્પૃહા નથી, તે નિયમને આધીન છે. અને તે ફળની વહેંચણીનું કામ નિયમને સોંપી દે છે.

**—કર્મ.**

૨૯ દરેક કારણની સાથે કાર્ય જોડાયેલું છે, દરેક કાર્યની સાથે ફળ જોડાયેલું છે, અને ઇચ્છારૂપી દોરીને બેની વચ્ચે આવેલી છે, અને તે બન્નેને જોડે છે. જો આ ઇચ્છારૂપી દોરી બાળી નાંખવામાં આવે, તો તે બે વચ્ચેનો સંબંધ તૂટી જાય, અને ત્યારે હૃદયની બધી ગ્રન્થિઓ (બન્ધનો) તૂટે, ત્યારે આત્મા મુક્ત થાય.

**—કર્મ.**

૩૦ તેણે પોતાની આસપાસના સર્વને પોતાના એક ભાગરૂપ ગણવા, તેઓના આનંદમાં તેમજ તેઓના શોકમાં તેણે ભાગ લેવો, તેઓના દૃષ્ટિબિન્દુથી વસ્તુઓને જોતાં શીખવું, તેઓની લાગણીઓ સમજવી, અને તેમની સાથે સહાનુભૂતિ ધરાવતાં શીખવું. કોઇ સંબંધી

નિર્ણય બાંધતા ના, કોઇની ટીકા કરતા ના, તેઓ સર્વ **તે**ના રૂપ છે, **તે**ના જીવનના ભાગરૂપ છે, ભેદભાવની વૃત્તિ સર્વથા ચાલી જવી જોઇએ.

**—દીક્ષા.**

૩૧ અમુક જાતના કાર્ય સાથે પણ આપણે બંધાઈ જવું નહિ. દરરોજ કામતો કરતાજ રહેવું. પણ આત્મા છુટો અને સાવધ હોવો જોઇએ, અને તે ( ગુરૂ )ના તરફનો ઘણોજ ધીમો અવાજ સાંભળવાને તૈયાર હોવો જોઇએ, કારણ કે કોઈ નિરાધાર મનુષ્ય જેને આપણા દ્વારા મદદ કરવા ઇચ્છતા હોય, તેને વાસ્તે **તે** આપણી પાસેથી સેવાની આશા રાખે.

**—હૃદયવાદની પ્રસ્તાવના.**



## જુન.

### શમ ( વિચાર સંયમ. )

૧ મન ઉપરનો સંયમ એટલે વિચારને ચોકસ રીતે દોરવવા તે. વળી તેણે વિચારની અસર જાણવી, તેમજ પોતાના વિચારથી આસપાસની જે દુનિયાપર તે સારી કે નરતી અસર કરે છે, તે દુનિયા સાથેના તેના સંબંધની તેને ચોકસ સમજ હોવી જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૨ જો પગલે પગલે આ પ્રમાણે તમે મનનો **સંયમ**, **ધ્યાન**, અને **ચારિત્રરચના** શીખશો તો તમે આ રીતે એવો ત્રણ અક્ષરનો મંત્ર બોલો છો કે જેથી ગુરૂને પ્રકટ થવાનું બની આવે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૩ જે લોકો પોતાના મનને કેળવવા માગતા હોય, તેમણે મનમાં કયા વિચારો આવે છે, તે સંબંધમાં સ્થાયી તપાસ રાખવી, અને તે વિચારોની પસંદગીનું કામ સદા ચાલુ રહેવું જોઇએ.

—વિચાર શકિત.

૪ પોતાની ઇચ્છા પ્રમાણે વિચાર કરવાનું અને વિચારો બંધ કરવાનું શીખવાથી ઘણા બળની પ્રાપ્તિ થાય છે. જ્યારે આપણે વિચાર કરતા હોઇએ, ત્યારે આપણું બધું મનોબળ વિચારમાં નાખવું અને આપણાથી બને તેવી સારી રીતે વિચાર કરવા, પણ જ્યારે વિચારનું

કામ પૂરૂં થાય ત્યારે તે વિચારને પૂર્ણ રીતે છોડી દેવા જોઇએ. પણ જેમ કોઈ હોડી ખડક સાથે અથડાય તેમ વિચાર મનને અડકે અને મનનો ત્યાગ કરે તેવી રીતે વિચારને ભટકવા દેવા નહિ.

—વિચાર શકિત.

૫ આપણે સ્થિર અને સંકલનાબંધ વિચાર (connected thoughts) કરતાં શીખવું જોઇએ, પણ મનને એક બાબતમાંથી બીજી બાબતમાં એકાએક દોડવા દેવું નહિ, તેમજ નજીવા સંખ્યાબંધ વિચારોમાં મનની શક્તિને વીખરાવા દેવી નહિ.

—દેહી અને તેનો દેહ.

૬ મનુષ્યને જે વિચારો બ્હારથી મળે છે, તેમાં તે ઘણો થોડો ઉમેરો કરે છે. તે વિચાર ગ્રહણ કરે છે, તેને આશ્રય આપે છે. અને પછી તે વિચાર ચાલ્યો જાય છે. પણ આપણે તો ભાનપૂર્વક વિચાર કરવા, અને આપણે જે નિશ્ચય કર્યો હોય તે સાધવાને તે વિચારની પાછળ હેતુ હોવો જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૭ તમને ઘણા થોડા સમયમાં જણાશે કે જેમ જેમ તમે તમારા મનમાં સારા અને ઉપયોગી વિચારોને આવકાર આપો છો, અને અશુભ વિચારોને તમે દાખલ કરવાની ના પાડો છો, તેમ તેમ એવું પરિણામ આવશે કે બ્હારથી વિશેષ વિશેષ સારા વિચારો તમારા મનમાં વહેવા લાગશે, અને ખરાબ વિચારો ઘણા થોડા પ્રમાણમાં વ્હેશે.

—દેહી અને તેનો દેહ.

૮ મનુષ્ય વિચારથી બીજાને મારી શકે; વિચારથી મનુષ્ય રોગને મટાડી શકે; વિચારથી મનુષ્ય લોકોના ટોળાને અસર કરી શકે. મનુષ્ય વિચારથી એવું એક માયાવી દ્રશ્ય ઉભું કરે કે જેથી બીજા લોકો

છેતરાય અને આડે માર્ગે દોરાય. વિશેષ શક્તિઓ મનુષ્યના હાથમાં આવે તે પ્હેલાં એ જરૂરનું છે કે તેણે પોતાના વિચારો કાબુમાં લાવવા જોઇએ, અને પોતાની અંદરના અશુભ તત્ત્વોને દાબવા જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૯ શુભ વર્ત્તનથી શુભ વિચાર આવે છે, એમ નથી, પણ શુભ વિચારથી શુભ વર્ત્તન પ્રકટે છે. તમે શો વિચાર કરો છો, તે ઘણું અગત્યનું છે. જો તમે ભૂલ ભરેલા વિચારો કરશો, તો તમારૂં વર્તન પણ ભૂલ ભર્યું થશે; જો તમે હલકા વિચારો કરશો, તો તમારૂં વર્તન તમારા વિચારો પ્રમાણેનું થશે.

—ઉપનિષદોનું જ્ઞાન.

૧૦ તમને લાગશે કે તમારા વિચારો નાશી જાય છે. તેને રોકવાને તમે શું કરશો? તમે જે મુદ્દા ઉપર તેને સ્થિર કરવા માગતા હો, તે મુદ્દા ઉપર તે વિચાર ફરીથી લાવો. એક વિષય પસંદ કરો, અને ચોકસ રીતે સંકલનાબંધ રીતે (સીલસીલાબંધ) તે પર વિચાર કરો.

—મુમુક્ષુનો માર્ગ.

૧૧ હવે તમારા દરેકના જીવનમાં તમને હેરાન કરનારા કાંઇક પ્રસંગો હોય છે. તમે તે અડચણની દરકાર કરતા નથી, પણ તેની સામે થઈ શકો છો, એવો વિચાર કરો; અને જ્યારે તે અડચણ આવે ત્યારે તમે જેવા વિચાર કરતા હશો, તેવા તમે રહી શકશો.

—યોગની પ્રસ્તાવના.

૧૨ જ્યારે તમે વેદી (Altar) આગળ નમતા હો, અને તમે તમારા શરીરથી પુષ્પ ચઢાવતા હો, તે વખતે તમારૂં મન પ્રભુ ઉપર એકાગ્ર થયેલું હોય છે, તે શું તમે નથી જાણતા?...અને તેવીજ રીતે મનુષ્યોની બનેલી બ્હારની દુનિયામાં સ્થાયી પ્રવૃત્તિમય જીવનમાં તમે ફરજનાં પુષ્પો અર્પણ કરતા હો, તમે આ પુષ્પો શરીર તેમજ મન

અન્નેથી અર્પણ કરતા હો, પણ તમે પોતે તો ધ્યાન અને પૂજામાં લાગેલા હશો.

—મુમુક્ષુનો માર્ગ.

૧૩ જે મનુષ્ય કોઈ પણ જાતની ચિંતાથી દુઃખ ભોગવતો હોય તેણે પ્રાતઃકાળમાં ઉઠતાંવાર ત્રણ ચાર મિનિટ કોઇ ઉમદા અને ઉત્સાહ ભર્યો વિચાર પાછળ રોકવી. "આત્મા શાંત છે, હું આત્મા છું. આત્મા સબળ છે, હું આત્મા છું." તેણે વિચાર કરવો કે "મારા ઉંડા સ્વભાવમાં હું પરમપિતા સાથે એક છું. હું સ્વભાવથી અમર, અચળ, નિર્ભય, સ્વતંત્ર, શાંત અને સબળ છું.—"

આ પ્રમાણે જ્યારે તે ચિંતન કરે છે ત્યારે શાંતિ તેને લપેટી લે છે, અને તેને લાગે છે કે તે પોતે શાંતિમય છે.

—વિચારશકિત.

૧૪ મનને તમારે એવી રીતે સંયમમાં લાવવું કે તમે એકજ બાબત ઉપર મનને દ્રઢતાપૂર્વક સ્થિર કરી શકો, તે વસ્તુના સઘળા સત્ત્વને ચુસી શકો, અને ચારિત્રના બંધારણમાં તમે તેને સાધન તરીકે વાપરી શકો.

—દીક્ષા.

૧૫ જે કાર્યને તમે ખોટું છે એમ વિચાર્યું હોય, તે તમે કરો તો તેનો કોઈ પણ રીતે બચાવ થઇ શકે નહિ. જે કાર્યો જરા પણ વિચાર વગર થઇ જાય તે કાર્યો અનિવાર્ય કહી શકાય, તેવાં કાર્યોમાં વિચાર ભૂતકાળનો છે, અને કાર્ય વર્તમાન સ્થિતિમાં પ્રકટે છે.

—ધર્મ.

૧૬ તમારા પ્રવૃત્તિમય જીવનમાં દર કલાકે તમારે એકાગ્રતાનો અભ્યાસ પાડવો. તમારા આગળની વસ્તુ ઉપરથી તમારા મનને ભટકવા દેતા નહિ. તે વસ્તુ કઇ છે, તે જોવાનું નથી. કોઈ પણ વસ્તુ ચાલી

શકશે. વસ્તુ નહિ, પણ વસ્તુ પ્રત્યેનું તમારૂં વલણ એજ ઉપયોગી બાબત છે. એકાગ્રતા શીખવાનો આ એકજ માર્ગ છે.

—યોગની પ્રસ્તાવના.

૧૭ અશુભ વિચારોથી બાંધેલા બંધનો તોડવાનો એકજ માર્ગ છે, અને તે શુભ વિચારો છે. જ્યાં સુધી આપણે શરીર છીએ, એવો વિચાર કરીશું ત્યાં સુધી આપણે શરીરમાં બંધાયેલા રહીશું. જ્યાં સુધી આપણે મન છીએ એવો વિચાર કરીશું, ત્યાં સુધી આપણે મનથી બંધાયેલા રહીશું. જ્યાં સુધી આપણે હલકા છીએ એવો વિચાર કરીશું ત્યાં સુધી આપણે હલકાજ રહીશું, તેવીજ રીતે જો આપણે આત્મા છીએ, એવો વિચાર કરીશું તો આપણે આત્મા થઇશું.

—ઉપનિષદોનું જ્ઞાન.

૧૮ જે મનુષ્યને કોઇ પણ વ્યક્તિ તરફ પૂજ્યભાવ થતો નથી તેને વાસ્તે મનને એકાગ્ર કરવાનો સફળ માર્ગ એજ છે કે તેણે એકાદ સદ્‌ગુણ પસંદ કરી, તે ઉપર મનને એકાગ્ર કરવું.

—વિચારશક્તિ.

૧૯ એકાગ્ર કરવાની યોગની રીતથી—વિચારને સ્થિર કરી મનને શાંત કરવાની રીતથી–મગજના જ્ઞાન તંતુઓ ખીલે છે. અને તેથીજ મગજ ભવિષ્યમાં ઉચ્ચ વિચારોને વાસ્તે અનુકૂળ સાધન બને છે.

—અર્વાચીન વિજ્ઞાન અને આત્મા.

૨૦ વારંવાર મનને કોઇક ઉચ્ચ વિચાર, કોઇક ઉત્સાહભર્યો શબ્દ, અથવા ઉચ્ચજીવન ગાળવા તરફ દોરતી કોઇક પ્રેરણા પુરી પાડવી. દરરોજ આપણે જીવનની ધમાલમાં દાખલ થઇએ તે પૂર્વે આપણે આપણા મનને આ સારા વિચારની ઢાલ પુરી પાડવી.

—વિચાર શક્તિ.

૨૧ મનુષ્ય પોતાના જીવનમાં પ્રવિત્રતા શી રીતે વણી શકશે ? પોતાના પ્રાતઃકાળના ધ્યાનમાં તેણે વિચારવા યોગ્ય વિષયના એક ભાગ તરીકે પવિત્રતાનો વિષય લેવો. અને તેનો શો અર્થ થાય છે, તે વિચારવું. કોઈ અપવિત્ર વિચારનો તેના મનને સ્પર્શ ન થવો જોઇએ. કોઈ પણ અપવિત્ર કાર્યથી તે કલંકિત ન થવો જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૨૨ તમારા મનના વિચારોને તપાસવા માંડો અને તમારા મનમાં તે આવ્યા તે વખતથી તે વિચારોની સ્થિતિ અને તમારા મનને છોડતી વખતની તે વિચારોની સ્થિતિ વચ્ચે શો ભેદ છે તે તપાસો. તે વિચારો તમારી સાથે રહ્યા, તે દરમ્યાન તમે તેમાં શો ઉમેરો કર્યો તે જુઓ.

—દેહી અને તેનો દેહ.

૨૩ આપણા વિચારો એ દ્રવ્યો છે, જે વડે આપણું માનસિક શરીર બંધાય છે. આપણી માનસિક શક્તિઓનો ઉપયોગ કરવાથી, આપણી કળા વિષયક શક્તિઓ તેમજ ઉચ્ચ લાગણીઓ ખીલવવાથી આપણે દર દિવસે દર મહિને અને દર વર્ષે આ માનસિક શરીરને બાંધીએ છીએ.

—દેહી અને તેનો દેહ.

૨૪ જે કામ તમારે કરવાનું હોય તે કાર્ય ઉપર તેટલો સમય મનને એકાગ્ર કરો. અને જ્યારે તે કાર્ય પુરૂં થાય એટલે તેનો વિચાર કાઢી નાંખો. આ પ્રમાણે દઢતાથી થોડા મહિના સુધી ટેવ પાડો. અને મનને એકાગ્ર કરવાનું કેટલું સ્હેલું થાય છે, તે જોઈ તમને પણ આશ્ચર્ય થશે.

—યોગની પ્રસ્તાવના.

૨૫ એક વિચારને બદલે બીજો વિચાર સ્થાપવાના માર્ગનો અનેક રીતે ઘણો લાભદાયી ઉપયોગ કરી શકાય. જો બીજા સંબંધી

હલકો વિચાર તમારા મનમાં દાખલ થાય, તો તરતજ તે વિચારને કાઢી તેનામાં રહેલા કોઇ સદ્‌ગુણની અથવા તો તેણે કરેલા કોઈ શુભ કૃત્યનો વિચાર કરો.

—વિચાર શક્તિ.

૨૬ બીજાના વિચારો આપણા મનનો સ્પર્શ કરે, તે તો આપણે અટકાવી શકીએ નહિ. પણ કયા વિચારોને આપણે પસંદ કરીશું, અને કયાનો ત્યાગ કરીશું. તેની પસંદગી તો આપણે કરી શકીએ. આપણે બીજાને અસર કરીએ છીએ અને બીજાઓ આપણને અસર કરે છે. આપણે બીજાને લાભદાયી કે નુકશાનકારક અસર કરી શકીએ, તેમજ બીજાના શુભ કે અશુભ વિચારની આપણાપર પણ અસર થાય છે.

—વિચાર શક્તિ.

૨૭ અમુક સદ્‌ગુણો તમારામાં હોય તો સારૂં એમ તમે ઇચ્છતા હો તો તે સદ્‌ગુણોનો સદ્‌ભાવ, તમારા માનસિક શરીરમાં કલ્પો; તેમજ જે દુર્ગુણો તમારામાં ન હોય તો સારૂં એવું તમેં ઇચ્છતા હો તે દુર્ગુણોનો અભાવ તમે તમારા માનસિક શરીરમાં કલ્પો, તો તે સદ્‌ગુણોની પ્રાપ્તિના અને દુર્ગુણોના નાશના અર્ધે રસ્તે તમે આવી પહોંચ્યા છો.

યોગની પ્રસ્તાવના.

૨૮ શુભ અને ઉપયોગી વિચારોથી ભરેલું તમારૂં મન બનાવવાની એ અસર થશે કે તે મન આસપાસના તેવાજ પ્રકારના વિચારો તમારી તરફ આકર્ષવાના લોહચુંબક રૂપ થશે. જો તમે અશુભ વિચારોને કોઇ પણ જાતનો આશ્રય આપવાની ના પાડશો તો તે વિચારો જેવા તમારી પાસે આવશે કે તરત જ મનની સ્વાભાવિક ક્રિયાથી પાછા ફેંકાશે.

—દેહી અને તેનો દેહ.

૨૯ પોતાના વિચારથી બીજા મનુષ્યોની જીંદગીને મદદ કરવાની અથવા નુકશાન કરવાની તેમજ મનુષ્ય જાતિના વિકાસ ક્રમમાં હરકત

નાખવાની અથવા સહાય આપવાની પોતાનામાં શક્તિ છે, તેનો ખ્યાલ આવવાથી તે માનુષી વિકાસ વાસ્તે, તેમજ જે વિશ્વમાં તે રહેલો છે, તે વિશ્વની મર્યાદામાં રહીને સઘળા વિકાસ પામતા જીવોના વિકાસ વાસ્તે તે ભાનપૂર્વક કાર્ય કરનાર બને છે.

—મુમુક્ષુનો માર્ગ.

૩૦ જો આપણે આપણાં માનસિક શરીરો પ્રબળ, સારી રીતે સ્ફૂર્તિવાળા, ચપળ, અને આપણી આગળ ધરવામાં આવતા ઉચ્ચ વિચારો ગ્રહણ કરવાને યોગ્ય બનાવવા માગતા હોઇએ તો પછી શુદ્ધ વિચાર કરવાની ધીરજથી ટેવ પાડવી, કારણ કે આપણે આપણા ભવિષ્યના રચનારા છીએ, અને આપણે વાસ્તે આપણા મનને બાંધીએ છીએ.

—ઉપનિષદોનું જ્ઞાન.



# જુલાઇ.

## દમ (આચાર ઉપર સંયમ.)

પછી તે પોતાના ચારિત્રના બંધારણમાં વાણી ઉપર સંયમ મેળવવાનું શીખશે; કારણ કે શુદ્ધ વાણી પ્રથમ દરજ્જે સાચી હોવી જોઇએ,—ચોકસ રીતે અને છૂટછાટ વિનાની સત્ય હોવી જોઇએ; તેમાં કેવળ દુનિયાનું સામાન્ય સત્યવાદીપણું ન હોવું જોઇએ–તે પણ તિરસ્કાર કરવા યોગ્ય નથી. પણ તેમાં છુટછાટ વિનાનું ચોકસ સત્યવાદીપણું હોવું જોઇએ. અને આવું સત્ય તે ગુપ્ત જ્ઞાનના અભ્યાસીઓને બધા કરતાં વધારે જરૂરનું છે. તેમાં અવલોકનનું સત્ય, વચનનું સત્ય અને વર્તનનું સત્ય–આ સર્વનો સમાવેશ થાય છે.

—મહાન્ મંદિરનો ચોક.

૨ પ્રથમ તે વાણી સત્ય અને પછી તે નમ્ર હોવી જોઇએ; કારણ કે સત્ય અને પછી નમ્રતા એ પરસ્પર વિરોધી નથી; નમ્રતામાં પૂર્ણ હોય, તેમજ સભ્યતામાં અને દયામાં પૂર્ણ હોય, છતાં વાણીમાં સત્યની બાબતમાં કાંઇ ઉણપ (ખામી) આવતી નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૩ શુદ્ધ વાણી અને શુદ્ધ વિચારમાંથી શુદ્ધ વર્તન અવશ્ય પ્રકટવુંજ જોઇએ. મૂળની શુદ્ધિ થતાં તેમાંથી વ્હેતો પ્રવાહ પણ શુદ્ધ થવો જ જોઇએ.

—મહાન્ મંદિરનો ચોક.

૪ તમારે કરવાની ઘણી ચીજો નજીવી હોય; કરવામાં આવેલી વસ્તુઓ નહિ પણ તે કરવાની રીત–તેજ કેળવણી છે કે જેમાંથી શિષ્ય જીવન પ્રકટે છે. તમારે જગતમાં કેવા પ્રકારનું કામ કરવાનું છે, તે જોવાનું નથી; પણ તમે તે કામ કેવી રીતે કરો છો, તમે તેમાં કેવું મન આપો છો, તમે કેવી શક્તિથી તે કાર્ય પૂર્ણ કરો છો, અને તેમાંથી તમે કેવી જાતની કેળવણી લો છો–એજ અગત્યની બાબત છે.

—મહાન્ મંદિરનો ચોક.

૫ તમારી જાત ઉપર સંયમ મેળવવામાં તમારા નિયમો તમારી આસપાસના મનુષ્યોને અડચણ રૂપ થવા ન જોઇએ. અથવા તમારે આત્મસંયમના એવા માર્ગ પસંદ ન કરવા કે જે કેવળ મનને કેળવવાને બદલે બીજાને ઉસ્કેરે, અથવા બીજાને હરકત કરનારા થાય.

—મહાન્ મંદિરનો ચોક.

૬ જેવી રીતે મનુષ્યે ઇંદ્રિયોને વશ કરી છે, તેવી રીતે તેણે બુદ્ધિથી મનને સંયમમાં લાવવું જોઇએ, અને શાંત બનાવવું. દરેક કાર્યમાં ઇન્દ્રિયોને સંયમમાં લાવવી અને મનને કાબુમાં લાવવું. જ્યારે આ પગલાં ભરવામાં આવે છે, ત્યારે મનુષ્ય પોતાના મનની શાન્તિથી આત્માને જોવા લાગશે.

—જીવન અને મરણ પછીનું જીવન.

૭ તે શરીરને પોતાનું માનતો નથી. પણ જગતને સ્હાય આપવા માટે તેના પ્રભુને વાપરવાનું સાધન ગણે છે. તે તેનાં કાર્યો પ્રભુએ આપેલી ફરજ રૂપ માની કરે છે. શું તે ખાય છે? હા! તે પોતાનો જીવ્હાસ્વાદ તૃપ્ત કરવાને નહિ પણ પ્રભુનું સાધન યોગ્ય સ્થિતિમાં રાખવાને તે ખાય છે. શું તે વિચારે છે? હા! તે પણ વિચાર કરવાથી મળતા સુખ માટે નહિ, પણ પ્રભુનું કાર્ય સારી રીતે થઈ શકે, માટે તે વિચારે છે. તે ન્હાવામાં, વિચારમાં, કાર્યમાં, પ્રવૃત્તિમાં, આ

સર્વમાં તે પોતાના જીવનને પરમાત્માના જીવન સાથે એક કરે છે–તે પોતાનો નાનો પ્રવાહ વિશાળ પ્રવાહમાં ભેળવી દે છે.

—ભક્તિભાવની કિંમત.

૮ જેમાં કાર્યોના ફળોની ઇચ્છા રાખવામાં આવતી નથી, જેમાં કાર્યો યજ્ઞ રૂપે કરવામાં આવે છે, ત્યાં તે કાર્ય કરનારને કર્મ લાગતું નથી, અને તે કાર્યોથી તે જન્મમરણના ચક્ર સાથે બંધાતો નથી.

—ભકિતભાવની કિંમત.

૯ વિચારમાં, વાણીમાં અને વર્ત્તનમાં આત્મસંયમ; આ ત્રિવિધ દોરી વડે મનુષ્ય પૂર્ણ સેવા કરવા બંધાય છે. જે સેવા શિષ્યને ગુરુના ચરણ સાથે જોડે છે,–આ ત્રિવિધ દોરી સ્હેલાઇથી તુટતી નથી.

—મહાન્ મંદિરનો ચોક.

૧૦ તેને અડચણ આવે છે, તે મિત્ર વિનાનો થાય છે, તે ગંભીર ભૂલ કરે છે. તેમ થવા દો. તેણે વિચારક તરીકે ભૂતકાળમાં ભૂલ કરી, અત્યારે કાર્ય કરનાર તરીકે તે સહન કરે છે. પણ તેનો મિત્ર નાશ પામતો નથી. તે તેને પ્રેમથી દૃઢ રીતે પકડી રાખે છે, અને ભવિષ્યમાં તે તેને ફરીથી મળશે. તેણે તેના પ્રિયજનની જે સેવા કરી છે, કરી હોત, તે સેવા તે તેની આસપાસના મનુષ્યોની કરે છે. અને તે પોતાની ફરજોમાં ચુકતો નથી, અને આ પ્રમાણે ભવિષ્યમાં તેવી જાતનું દુઃખનું બી રોપતો નથી.

—કર્મ.

૧૧ જે આપણી ફરજ નથી તે કરવાથી, આપણે કેવળ ખોટી મગરૂબીથી બીજાને તેની ફરજ બજાવતો અટકાવીએ છીએ. આપણે હદ બ્હાર કામ કરીએ છીએ, કારણ કે આ કામ આપણેજ કરી શકીશું, એવો આપણે વિચાર કરીએ છીએ.

—મનની વૃત્તિઓ.

૧૨ જ્યારે સત્યનો અનુભવ થાય છે, ત્યારે અસત્ય અસંતોષકારક લાગે છે; જો એક ક્ષણવાર પણ શાશ્વત તત્ત્વનો અનુભવ થાય તો પછી ક્ષણિકની પાછળ ભમવું એ ઘણું ઓછું મહત્ત્વનું લાગે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૩ તમારા કાર્યો કરતાં તે કાર્ય કરવાનો આશય તમારે વિચાર કરવાનો છે, તેનો ખ્યાલ લાવો. તમારાં કાર્યો બને તેટલાં ડહાપણભર્યા બનાવો. તમે કોઈ પણ કાર્ય કરો તે પૂર્વે સાચું શું છે, તેનો નિર્ણય કરવાને પુરતો વિચાર કરો અને પુરતો પ્રયત્ન કરો. પણ યાદ રાખજો કે ખંરી પરીક્ષાની આંખો બ્હારના દેખાવને નહિ પણ મનુષ્યના હૃદયને તપાસે છે, અને દુનિયાના ન્યાય કરતાં વિશેષ ઉત્તમ ન્યાયથી દરેક બાબતનો તોલ બાંધશે.

—દીક્ષા.

૧૪ બ્હારનું કાર્ય એ ભૂતકાળના કોઇ વિચાર અથવા ભૂતકાળની કોઈ લાગણીનું પરિણામ છે, પણ તે કાર્ય કરવાનો આશય એજ ખરી અગત્યની બાબત છે.

—દીક્ષા.

૧૫ મનુષ્યે કાર્યના ફળથી પોતાની જાતને અલગ ગણતાં શીખવાની શરૂઆત કરવી જોઇએ. કોઇપણ જાતના અંગત લાભનો વારંવાર વિચાર કર્યા વિના કાર્યને કર્તવ્યરૂપે કરવાને પોતાની જાતને કેળવવી જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૧૬ જો વિચાર શુદ્ધ હોય તો વર્તન ચોકસ પવિત્ર થવું જોઇએ. જો વિચાર સંયમિત હોય તો વર્તન ચોકસ સારી રીતે સંયમિત અને કાબુમાં હોવું જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૧૭ આપણા હવે પછીના જન્મના બાહ્ય સંયોગોનો આધાર આપણા હાલના કર્મની બીજાઓ પર થતી અસર પર રહેલો છે. આપણે જુદી જુદી વ્યક્તિઓના અંગત સંબંધમાં આવી તેમની સાથે સંબંધો બાંધીએ છીએ. અને આ સંબંધો લાભ અથવા નુકશાનથી–પ્રેમની સોનેરી સાંકળોથી અથવા દ્વેષની લોહમય સાંકળોથી–બંધાય છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૮ ગમગીની એ પ્રવાહની વચમાં બાંધેલા પુસ્તા–આડી દીવાલ જેવી છે. અને શિષ્યદ્વારા મહાત્માનું જે જીવન વહી રહ્યું છે તેમાં તમારે અડચણ નાંખવી નહિ..........વિચારનો અને પછી કાર્યનો સત્ય સંયમ એજ કે શુદ્ધ, દયાળુ અને પ્રેમાળ વિચારો વિચારવા તથા તેવાંજ કાર્યો કરવાં.

—દીક્ષા.

૧૯ જે પ્રેમના દરિયામાં આખું વિશ્વ સ્નાન કરી રહ્યું છે, તે પ્રેમનું એક બિન્દુ પણ આપણે આપણા અલ્પ પ્રમાણમાં, આપણા પ્રેમના નાના પ્યાલામાં આપણા બંધુને આપવું જોઇએ. તમારા બંધુઓને સ્હાય આપવામાં તથા તેની તંગીઓ પુરી પાડવા જતાં તમારી જરૂરીયાતોને તમે પાછળ મૂકો, તો તેમાં તમે કદાપિ ભૂલ કરતા નથી.

—ઉચ્ચજીવનના નિયમો.

૨૦ આપણે દરેક સ્થળે વધારે માયાળુ, સહનશીલ, નમ્ર અને મદદગાર થવું જોઇએ. આપણે દરરોજના જીવનમાં સખ્ત થઇને બીજાને ગુંચવણમાં નાખવા અથવા ગભરાવવા ન જોઇએ. જગતમાં દુઃખનો પાર નથી, તો આધ્યાત્મિક પુરૂષે શાંતિ અને દિલાસાનું મધ્યબિન્દુ બનવું જોઇએ; તેણે દુનિયામાં દીપક સમાન બનવું કે તેના–સમાગમમાં આવતા લોકો તે પ્રકાશને લીધે સહીસલામતીથી ચાલી શકે.

—ઉચ્ચ જીવનના નિયમો.

૨૧ જેમ આપણે વધારે શીખીશું, તેમ આપણું અંતઃકરણ વિકાસ પામશે અને આપણને જે ઉત્તમ લાગે તે પ્રમાણે જેમ આપણે વર્તીશું, તેમ આપણી આંતરદૃષ્ટિ વધારે નિર્મળ થતી જશે, અને આપણા કાન વધારે લાગણીવાળા થશે.

—નીતિના પાયો.

૨૨ પ્રથમ મનુષ્ય કર્તવ્ય પ્રત્યે યજ્ઞરૂપે, અને જે દુનિયામાં વસે છે, તે તરફનું દેવું આપવા રૂપે કાર્ય કરતાં શીખે છે. કુદરતના જે જુદા જુદા વર્ગોએ તેને જે કાંઇ આપ્યું તે તે વર્ગોને પાછું આપે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૨૩ શુદ્ધ નિર્ણય કરો. અને પછી કોઈ પણ પ્રકારનો ભય તમારા હૃદયમાં દાખલ થવો ન જોઇએ. તમે ભૂલો કરી બેસો. તમારી ગણત્રી ભૂલ ભરી હોય, તમે ફરી ફરીને ઠોકરો ખાઓ, છતાં તમે જલદીથી ધર્મિષ્ઠ બની જશો, અને શાશ્વત શાંતિના માર્ગ ભણી જશો.

—ઉચ્ચ જીવનના નિયમો.

૨૪ જ્યારે જીવાત્મા વિકાસક્રમના નીચેનાં પગથિયાં પર હોય, ત્યારે ઘણાં કાર્યો તેને માટે વાજબી ગણાય, કારણ કે તેથી તે એક પગથિયું આગળ વધે છે, પણ તે પગથિયું લીધા પછી તે કાર્ય તેને વાસ્તે ખોટું ગણાય. જે શક્તિઓ ઉંચે લઈ જાય, તે વાજબી અને જે શક્તિઓ નીચે લઇ જાય તે ખોટી ગણવી.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૨૫ તે સંયોગોને બદલવાને જોસભેર પ્રયત્ન કરતો, અને પરિણામના પ્રવાહમાં નવાં કારણો નાખતાં અટકે છે. તે પોતાને કાર્યકર્તા નહિ પણ (agent) કોઇની વતી કાર્ય કરનારા રૂપ, મૂળ ઉત્પાદક નહિ પણ પ્રણાલિકા રૂપ, શેઠ નહિ પણ સેવક રૂપ પોતાને ગણે છે; અને

તે સંયોગોમાં રહેલો દિવ્ય હેતુ સમજવાને, અને તેની સાથે એકતાથી વર્તવાને પ્રયત્ન કરે છે.'

—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.

૨૬ અશાંતિની વચમાં તે શાંતિના નાથ–પ્રભુ ઉપર વિશ્વાસ રાખે છે, અને પોતાનું દરેક કર્તવ્ય પૂર્ણ રીતે અદા કરે છે–તેનું કારણ એમ નથી કે તે પોતાનાં કાર્યોનાં ફળને ઇચ્છે છે, પણ તે કર્તવ્ય બજાવવાં એ પોતાનો ધર્મ માને છે.

—ભગવદ્ ગીતાની પ્રસ્તાવના.

૨૭ એવો એક સમય આવે છે કે જ્યારે તમે કહી શકો છો કે મારો આંતર અવાજ સાચો હોય, મને સ્વર્ગે લઇ જાય કે નરકમાં લઈ જાય, છતાં હું તેને અનુસરૂં છું, તેજ મારો ઉત્તમ ભોમીઓ છે; અને આજે કદાચ તે અવાજ મને આડે માર્ગે લઇ જાય, તો મારી ભૂલથી હું આવતી કાલે સત્ માર્ગ જાણીશ.

—થીઓસોફી અને જીવનના ગંભીરપ્રશ્નો.

૨૮ ઉત્તમ રીતે વિચાર કર્યા પછી નિર્ણય પર આવો અને નિર્ણય પર આવ્યા પછી તે પ્રમાણે વર્તો. કારણ કે તમે તમારાથી બનતું કર્યું છે. પછી પરિણામની તપાસ રાખો. તમારા નિશ્ચયનું શું પરિણામ આવ્યું તે જુઓ. અને તમે તે પરિણામથી જાણી શકશો કે તમે નિર્ણય સાચો બાંધ્યો હતો કે તે બાંધવામાં ભૂલ કરી હતી. જો નિર્ણય બાંધવામાં ભૂલ કરી હોય તો દીલગીર થતા ના. તમે તમારાથી બનતું કર્યું, અને તમારી ભૂલથી તમને નવો અનુભવ મળ્યો, અને તે અનુભવ તમને ભવિષ્યમાં મદદગાર થશે.

—થિઓસોફી અને જીવનનાં ગંભીર પ્રશ્નો.

૨૯ તમારે કાર્ય તો કરવુંજ પડશે, પ્રથમ તમારી બુદ્ધિનો સારો ઉપયોગ કરો. તમારાથી બને તેટલો વિચાર કરો. પછી તમારા વિચાર

ઉપર અંતરની ઇચ્છાથી જે પક્ષપાત આવવાનો સંભવ છે, તે પક્ષપા-પાતને દૂર કરવા પ્રયત્ન કરો. તમારા અંગત લાભના પ્રશ્નોને તેમજ અંગત નુકસાનના પ્રશ્નોને તથા જેથી તમે એક યા બીજી બાજુ દોરાઇ જાવ, તેવી સઘળી બાબતોને જતી કરો.

**—થિઓસોફી અને જીવનના ગંભીર પ્રશ્નો.**

૩૦ ઉમેદવાર શિષ્ય જે કાંઇ કામ કરવા માંડે, તે કામ તે પૂર્ણ રીતેજ કરે, એવી તેની પાસેથી આશા રાખવામાં આવતી નથી. તે દિશામાં તે પ્રયત્ન કરે, પણ કાર્યની પૂર્ણતાની તેની પાસે આશા રાખવામાં આવતી નથી. તે જો તે બાબતમાં ખરાભાવથી કામ કરનારો હોય, તેના પ્રયત્નો ચાલુ હોય, જો તે વચમાં પોતાનું મન ન બદલે કે પોતાનું લક્ષ્ય ભૂલી ન જાય, તો તે પુરતું છે.

**—મુમુક્ષુનો માર્ગ.**

૩૧ જેમ સંગીતના જલસા વાસ્તે તમે બધા વાજીંત્રોના તાલ-સૂરને એક માપના બનાવો છો, તેવીજ રીતે તમારા જુદાં જુદાં શરીરોને તમારે એકતાર બનાવવાં જોઇએ કે જેથી તે શરીરો આધ્યાત્મિક પ્રવાહને ઉપરની ભૂમિકામાંથી નીચલી ભૂમિકાપર વગર અડચણે આવવા દે.

**—થિઓસોફી અને થિઓસોફીકલ સોસાઇટી.**



# ઑગષ્ટ.

## પરમત સહિષ્ણુતા.

૧ એક સામાન્ય સાદી અને બહુ ફેલાયલી બાબત લો; દાખલા તરીકે:-તમારા કરતાં જુદા રંગની પ્રજા વિરૂદ્ધની તમારી લાગણીનો વિચાર કરો. ધારો કે ક્રાઇસ્ટે કોઇ રંગવાળી પ્રજાનું શરીર ધારણ કર્યું, તો તમે તેને પરમગુરૂ તરીકે સ્વીકારવાને ખુશી બતાવશો ? કારણ ? તે તમારા ઘણાખરા સંસ્થાનોમાં જઇ શકે નહિ. ઑસ્ટ્રેલિઆ, કેનેડા અને દક્ષિણ આફ્રિકામાં તેને પ્રવેશ કરવા દેવામાં આવશે નહિ. પ્રથમથી બાંધેલા જે ખોટા વિચારોથી યાહુદી લોકો એક યાહુદીને પણ ક્રાઇસ્ટ તરીકે સ્વીકારી શકયા નહિ, તેના જેવોજ તે તમારો ખ્યાલ છે.

—નજદીકનું ભવિષ્ય.

૨ આપણે આપણા અસત્ (lower) સ્વભાવ દ્વારા આપણા બંધુના અસત્ સ્વભાવ ઉપર અસર કરવાની છે, તો અસરકારક રીતે તેને મદદ કરવાનો માર્ગ એ છે કે તે જેવી રીતે જુએ છે તેવી રીતે, તેની મર્યાદાઓ સાથે, તેના પ્રથમથી બાંધેલા વિચારો સાથે અને આ પ્રમાણે તેના અસરલ દૃષ્ટિબિન્દુ સાથે આપણે દરેક બાબત જોવી; તે બાબતો જોઇને અને આપણા અસત્ સ્વભાવમાં તેની અસર થવા દઇને આપણે આપણી રીતે નહિ, પણ તેની રીતે તેને મદદ કરીશું; કારણ કે ખરી મદદ આજ રીતે આપી શકાય.

—હૃદયવાદની પ્રસ્તાવના.

૩ ગુરૂદેવ કહે છે કે તમારે બીજાઓના ધર્મનો એટલા માટે અભ્યાસ કરવો, કે તમે તે બીજાઓને મદદ આપી શકો; કારણકે તે વિના તમે ખરી મદદ આપી શકશો નહિ.

—મુમુક્ષુનો માર્ગ.

૪ આપણી ફરજ મદદ કરવા માટે શીખવાની છે, અને જ્યારે તમે તમારા દૃષ્ટિબિન્દુને હઠીલાઇથી વળગી રહેવાને બદલે બીજાઓનું દૃષ્ટિબિન્દુ સમજીને બોલી શકો, ત્યારે તમે દીલસોજીથી તે મનુષ્યોનાં હૃદયોને પહોંચી શકો છો.

—મુમુક્ષુનો માર્ગ.

૫ જે મનુષ્ય ખરી રીતે પરમતસહિષ્ણુ છે, તેનું એક લક્ષણ એ છે કે તે બીજાના દૃષ્ટિબિન્દુથી દરેક વસ્તુને જોઇ શકે છે, અને મદદ કરવા માટે તે દૃષ્ટિબિન્દુથી તે બોલી શકે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૬ તમારા આદર્શો ઉચ્ચ રાખો, પણ બીજા સંબંધી તુલના બાંધવામાં ઉદારતા રાખો. તમારા આદર્શો તમને ઉંચે લઇ જશે, અને તમારી ઉદારતા તમારા પતિત બંધુનો ઉદ્ધાર કરશે; કારણકે અત્યાર સુધીમાં કોઈ પણ મનુષ્ય કચરાવાથી ઉંચે ચઢી શક્યો નથી. તેની ભૂલો તથા પાપ હોવા છતાં જો તેના ઉપર પ્રેમ રાખવામાં આવે તોજ તે ઉંચે ચઢે છે, અને જેવી રીતે આપણે આપણા બંધુઓ સાથે વર્તીએ છીએ, તેવી રીતે આપણાથી આગળ વધેલા જીવો આપણી સાથે વર્તશે.

—ઉપનિષદોનું જ્ઞાન.

૭ જે મનુષ્ય ધર્માંધ, સંકુચિત વિચારનો અને અનુદાર છે. તે કદાપિ આપણે જે માર્ગને શોધીએ છીએ તે માર્ગ ઉપર દાખલ થઇ શકે નહિ.

—દીક્ષા.

૮ દરેકના હૃદયમાં રહેલા આત્માનો ખ્યાલ આવવાથી ખરી સહિષ્ણુતા વધે છે; કારણકે દરેક જીવ પોતાનો માર્ગ જાણે છે, અને 'શબ્દ પ્રમાણે' તે ગ્રહણ કરે છે. વળી તે સાથે અભ્યાસી માને છે કે દરેકનો આત્મા જાણે છે. દરેક આત્માની ઇચ્છાશક્તિ પસંદ કરે છે; તેટલા માટે તે અભ્યાસી કોઇના માર્ગમાં અડચણ નાખતો નથી તેમ કોઇને ફરજ પાડતો નથી.

—દીક્ષા.

૯ સહિષ્ણુતાનો અર્થ એજ કે તમે તમારા વિચારો પકડી રાખો છો, તમે બીજાને તેનો લાભ આપવા ખુશી છો, પણ બીજા ઉપર તે વિચારો પરાણે ઠસાવવાની અથવા તો બીજા પર તરાપ મારવાની ના પાડો છો.

—દીક્ષા.

૧૦ જે કામ અમુક મનુષ્યે કરવું સારૂં છે અને જે કામ તેનો સ્વભાવ તેને કરવા પ્રેરે છે તે કામ તે મનુષ્ય તેના સ્થાનમાં રહી કરી શકે, તેવી જાતની મદદ આપનારી સહિષ્ણુતા શીખો. તેને તેના સ્થાનમાં રહેવા દઇ મદદ કરો.

—ધર્મ.

૧૧ તેની આસપાસ સર્વ તરફ તે સહિષ્ણુતા બતાવે છે. સહિષ્ણુતા તે એક પ્રકારની ઉમદા ધીરજ છે કે જે રાહ જોઇ શકે છે, જે બીજાને સમજી શકે છે, અને બીજો જે આપી શકે તેના કરતાં વધારેની જે બીજા પાસેથી માગણી કરતી નથી.

—મુમુક્ષુનો માર્ગ.

૧૨ યાદ રાખો કે જે મનુષ્યો તમારા વિચારો સાથે મળતા થાય છે તે નહિ, પણ જે તમારા વિચારો સાથે મળતા થતા નથી તેજ તમારા ખરા મદદગાર છે. તમારા સરખા વિચાર વાળાથી તમને તમારા વિચારમાં બળ મળે, પણ તમે જ્યારે તમારાથી જુદા વિચારવાળાઓની

સમીપમાં વારંવાર હોછો, ત્યારે તમે વધારે સત્ય-રીતે અને પૂર્ણ રીતે વિચાર કરતાં શીખો છો. જ્યારે ભિન્ન વિચારના મનુષ્યો તમને જરા પણ કંટાળો ન આપે તેવી સ્થિતિએ તમે આવી પહોંચો ત્યારે તમે બીજાઓ સાથે ઓછા ગુસ્સે થવા દોરાઓ છો, અને તમે તેમને ઉપયોગી શિક્ષકો તરીકે ગણી શકો છો.

**—ટનબ્રીજ વેલ્સ-નવીન શાખા મંદિરની સ્થાપના.**

૧૩ ખરી સહિષ્ણુતાનો હું એ અર્થ કરૂં છું કે દરેક મનુષ્યમાં આત્માને જોવો, અને તે આત્મા પોતાની શક્તિઓ જે રસ્તે ખીલવવા માગતો હોય તેમાં વચ્ચે ન આવવું; કારણકે તે તેની વૃદ્ધિનો માર્ગ છે, તે તેના વિકાસની રીતિ છે. અને તમારો બીજા કોઇ સાથેનો સંબંધ તે આત્માને મદદ કરનારો હોવો જોઇએ. પણ તેને કોઇ રીતે તમારે ધક્કો મારવા અથવા દબાવવા પ્રયત્ન કરવો નહિ.

**—તા. ૧૫-૯-૧૯૧૯ નું ભાષણ.**

૧૪ સહિષ્ણુતા એટલે બીજાના વ્યક્તિત્વને માન આપવાની લાગણી. અને જેઓ આત્મિક જીવનમાં ખરેખરા આગળ વધેલા છે તેઓનું આ એક મોટું લક્ષણ છે.

**—તા. ૧૫-૯-૧૯૧૯ નું ભાષણ.**

૧૫ દાખલા તરીકે જો તમે કોઇ મહાત્મા સાથે સંબંધમાં આવવા ભાગ્યશાળી બનો તો તમને જણાશે કે ઓછા આગળ વધેલા જીવોમાં રહેલી મર્યાદાઓ સાથે તે હદ બ્હારની ધીરજ રાખે છે. જેમ તેમ આગળ વધારવાની, તેમના વિચારો ઉપર સત્તા ચલાવવાની, અથવાતો બ્હારની દુનિયા સંબંધી જે ખ્યાલ પોતાને છે તેવો ખ્યાલ તેઓ લે એમ સમજાવવાની પણ તે મહાન્ આત્માને જરા પણ ઇચ્છા નથી. પણ તે તો નિરંતર બીજાને સમજે છે, બીજાનું દૃષ્ટિબિન્દુ સમજે છે, અને તે મનુષ્યની વિચાર કરવાની રીત માટે પૂર્ણ માન રાખે છે.

**—તા. ૧૫-૯-૧૯૧૯ નું ભાષણ.**

૧૬ ગુપ્ત જ્ઞાની થવા ઇચ્છનાર દરેક મનુષ્ય તેના ગૃહમાં તથા તેના મિત્રમંડળમાં એવો હોવો જોઇએ કે દરેક મનુષ્ય દુઃખમાં, ચિંતામાં અને પાપમાં તેની પાસે તરતજ જાય; કારણકે તેની પાસેથી દિલસોજી કે સહાય મળશે તેવી તેને ખાત્રી છે. તદ્દન અનાકર્ષક, તદ્દન જડ, તદ્દન મૂર્ખ અને તદ્દન તિરસ્કાર પામેલા મનુષ્યને પણ લાગવું જોઇએ કે બીજો કોઇ નહિ પણ આ મનુષ્ય તો એક મારો મિત્ર છે.

**—હૃદયવાદની પ્રસ્તાવના.**

૧૭ આપણી સોસાઇટીમાં સ્વતંત્રતાનો માર્ગ આપણે ખુલ્લો રાખવો જોઇએ. જો આપણને જગતની સેવા કરવાની ઇચ્છા હોય તો આપણે એવી જાતનો સંપ્રદાય ઉભો ન કરવો કે જે કોઇપણ વિચારકને સત્યનું અમુક દૃષ્ટિબિન્દુ સ્વીકારવાની ફરજ પાડે; કારણકે આપણે સ્મરણમાં રાખવું ઉચિત છે કે મનુષ્ય ઘણી ઘણી બાબતોમાં ભૂલ કરતો હોય છતાં સત્યનું તેને અમુક ઝાંખું કીરણ મેળવ્યું હોય, કે જે કિરણ તેના કરતાં મોટા વિચારકોએ પણ જોયું ન હોય.

**—બ્લેવેટસ્કી ભાષણ-લંડન ૧૯૨૧**

૧૮ આપણે વિચારમાં જેટલી સહિષ્ણુતા રાખીએ તેટલી ઓછી છે. કેટલાકને ભય લાગે છે કે આટલી બધી સહિષ્ણુતાથી આપણા વિચારમાં મંદતા આવી જશે; પણ ખરી રીતે તેમ નથી. જેઓ ઘણીજ સત્યરીતે તેમજ ઘણી ચોકસાઇથી વિચાર કરે છે, અને જે સત્ય તેઓ જુએ છે અને અનુભવે છે, તેને એટલી દૃઢતાથી વળગી રહે છે કે કશાથી પણ તે ડગે નહિ, તેમને પોતાની મર્યાદાઓનું ભાન થાય છે, અને તેથી બીજાઓ ઉપર બનાવટી બંધનો નાખવા તેઓ માગતા નથી.

**—મહા સંમેલનનું સમાપ્તિનું ભાષણ-લંડન-૧૯૨૧.**

૧૯ દુનિયાને બનાવવાને તમે તથા હું જેમને વિચારની બાબતમાં પસંદ કરીએ અથવા જેમની સાથે તમે તથા હું વિચારની બાબતમાં

એકમત થઇએ, તેટલા લોકોની દુનિયા બની શકે નહિ. પણ દુનિયામાં તો સર્વ પ્રકારના મનુષ્યોની જરૂર પડે છે. તમારે સઘળા પ્રકારના ગુણોની જરૂર છે. તેથી વિચિત્ર, વિરોધી તત્ત્વો તમને જગતમાં જડી આવે છે. તે બધા દિવ્ય આત્માની વિવિધ બાજુઓ છે, અને નવી વ્યવસ્થા લાવવામાં તે સર્વનું સ્થાન છે. **—સમય અને કાર્ય.**

૨૦ સહિષ્ણુતાનો અર્થ એજ થાય છે કે તમે દરેક પુરૂષ યા સ્ત્રીમાં દિવ્ય આત્માને જુઓ છો કે જે આત્મા દરેકને તેને રસ્તે દોરી રહ્યો છે, અને દરેકમાં રહેલા પ્રભુને પ્રકાશ થવાનો કયો ઉત્તમ માર્ગ છે તે સંબંધી તમારી સલાહ લેતો નથી. કેવી રીતે વિચાર કરવો, શું કરવું, અને કેવી રીતે જવું, તે બાબતમાં બીજાઓ તેને કહે એવી તેને જરૂર નથી. તેનો અર્થ એ થાય છે કે દરેક મનુષ્યમાં રહેલો દિવ્ય આત્મા જે રસ્તે તે ચાલવા ઇચ્છે છે, જે રસ્તે તે પોતાના નીચલા શરીરને ચલાવવા માગે છે, તે રસ્તો જાતેજ શોધી કાઢે છે.

**—સમય અને કાર્ય.**

૨૧ ગુપ્તજ્ઞાની આવી કોઇ પણ બાબતની વિરૂદ્ધ બોલી શકે નહિ. પોતે જે ક્રિયાઓની પેલીપાર ગયો હોય તેવી કોઇપણ ક્રિયા પ્રત્યે તેણે તિરસ્કાર દૃષ્ટિથી જોવું નહિ. પણ તેણે ખ્યાલ લાવવો જોઇએ કે ક્રિયાઓ અનેક છે અને જ્ઞાન તો એક છે, અને જ્ઞાન તે તો આત્માનો ખોરાક છે; અને ક્રિયાઓ શરીર કેળવવા માટે છે. **—દીક્ષા.**

૨૨ સહિષ્ણુતાની દૃષ્ટિવાળો પુરૂષ દરેક વ્યક્તિ તેમજ દરેક વસ્તુ વાસ્તે ઉદારભાવ દર્શાવે છે. બ્હારથી મનુષ્યો જેવા દેખાય તેવા નહિ, પણ અંદરથી જેવા દેખાય તેવા રીતે સર્વ પ્રત્યે જુએ છે. તે તેમની ભાવનાઓ, ઇચ્છાઓ, અને આશયોને જુએ છે. પણ ભાવનાઓ, ઇચ્છાઓ અને આશયોના થએલાં બેડોળ રૂપાંતરો, જે બ્હારની દુનિયામાં ઘણીવાર જોવામાં આવે છે તેજ ફક્ત તે જોતો નથી.

**—મુમુક્ષુનો માર્ગ.**

૨૩ તે જુદી જુદી જાતના ધર્મો, જુદી જુદી જાતના રિવાજો, અને મનુષ્યની વિવિધ જાતની રૂઢીઓ પ્રત્યે સહિષ્ણુતા રાખતાં શીખે છે.

**—મુમુક્ષુનો માર્ગ.**

૨૪ એવી જાતની સહિષ્ણુતા શીખો કે જે કોઇથી પણ ગમે તેવા પાપીથી પણ પાછી ભાગે નહિ. જે દરેક મનુષ્યમાં દિવ્યતાને કાર્ય કરતી જુએ છે, અને જે દરેક મનુષ્યને મદદ કરવાને માટે તેની બાજુએ ઉભા રહેવાનું શીખવે છે.

**—ધર્મ.**

૨૫ તમારા બંધુના સત્યની ઝાંખી કરવાને તપાસમાં રહેવું તે ડહાપણભર્યું છે. જોકે પ્રથમ તેની પ્રત્યે તમને અરૂચિ થાય, જોકે તમને એમ લાગે કે તેનો વિચાર ભૂલ ભરેલો છે, જોકે તમને ખાત્રી થાય છે કે તે ઠોકર ખાય છે, છતાં તેની પરવા કરતા ના. ધીરજ ધારણ કરો, સાંભળો, શીખવાને તૈયાર રહો અને તમારા દૃષ્ટિબિન્દુથી સત્યની જે ઝાંખી તરફ તમારૂં ધ્યાન પણ ન ખેંચાયું હોય, તે સત્યની ઝાંખી તેણે તેના દૃષ્ટિબિન્દુથી કરી છે એમ પણ તમને જણાય. કેટલીકવાર લોકો મને કહે છે કે "તમે ઘણા સહિષ્ણુ છો." સહિષ્ણુતા જેટલી બતાવાય તેટલી થોડી છે.

**—સંમેલનનું સમાપ્તિનું ભાષણ—લંડન—૧૯૨૧.**

૨૬ આપણે હરીફાઇમાંથી સહકાર પ્રત્યે, કલહમાંથી ભ્રાતૃભાવ પ્રત્યે જવાનું છે, અને ગમે તે સ્થિતિમાં પણ આપણે જે દિશામાં કાર્ય કરવાનું છે તેનું એક લક્ષણ એ હોવું જોઇએ કે લોકો એકબીજાની સમીપ આવે અને એકબીજાને મદદગાર થાય, પણ જુદા પડી એક બીજાના વિરોધી થાય નહિ. બીજા શબ્દોમાં કહીએ તો દ્વેષની શત્રુત્વ પ્રકટ કરતી શક્તિને બદલે પ્રેમના એકત્ર કરતા ગુણને આપણે અનુસરવું જોઇએ.

**—અભ્યાસ અને વર્તન.**

૨૭ તમે અશુભનો બચાવ કરશો નહિ. તમે ખોટું તે સારૂં છે એમ કહેશો નહિ. તેમજ અશુભ એ શુભ છે એવો ઢોંગ પણ તમે કરશો નહિ; કારણકે તેતો મોટામાં મોટું ઘાતકી પણું છે, અને પ્રજાની પ્રગતિ તેથી અશક્ય બની જાય. પણ જોકે તમે અશુભને અશુભ તરીકે સ્વીકારો પણ તમે અશુભ કાર્ય કરનાર પ્રત્યે ક્રોધ કરતા ના. કારણ કે તે તમારા આત્મા સાથે એક છે અને તમે તમારી અને તેની વચ્ચે ભેદભાવ જોતા નથી.

—મહાત્માઓ.

૨૮ સઘળા ધર્મોમાંથી પ્રભુએ એકજ ધર્મને વાસ્તે અને તે પણ છેક અર્વાચીન ધર્મને વાસ્તે પોતાને રાખી મૂક્યો છે, એવું કહેનારા પ્રભુનું અપમાન કરે છે, તે શું તેઓ જોઇ શકતા નથી? જ્યારે તેઓ પોતાના ધર્મને માટે અનુપમ સ્થાનની માગણી કરે છે અને બીજા ધર્મના પ્રભુના અનુયાયીઓને એવા અંધકારમાં ફેંકી દે છે કે જ્યાં બધા આત્માઓનો પિતા પણ તેમનો આદર કરતો નથી, એવું માનનારા પ્રભુની વિશાળતા ઉપર તરાપ મારે છે, એ શું તમે જોઈ શક્તા નથી?

—ચાર મોટા ધર્મો.

૨૯ જો બધા ધર્મોની એકતાનો ખ્યાલ આવે તો એક ધર્મમાંથી બીજા ધર્મમાં વટલાવવાની ક્રિયા બંધ થઇ જાય. તે સમયે કોઇપણ મનુષ્ય બીજાને પોતાના ધર્મમાં લાવવા પ્રયત્ન કરશે નહિ. પણ બીજો ધર્મ તેને શું શીખવે છે, પ્રભુ સંબંધી તે ધર્મના કેવા વિચારો છ, તે શીખવાને પ્રયત્ન કરશે. દરેક ધર્મ પ્રભુના પ્રકાશનું એકરંગી કિરણ છે, અને બધા ધર્મોની એકતામાં ખરો શ્વેત પ્રકાશ જોવામાં આવે. જ્યાં સુધી આપણે ભેદભાવ વધારતા જઇએ, ત્યાં સુધી અમુક જ કિરણથી આપણે રંગાઇએ છીએ.

—ચાર મોટા ધર્મો.

૩૦ આપણે બધા ધર્મોનો અભ્યાસ કરવો અને બધા ધર્મ પ્રત્યે પ્રીતિ રાખવી. આમ કરવાથી આપણે તે મૂળની સમીપ આવીશું કે જે આપણું ઉત્પત્તિસ્થાન અને વિલયસ્થાન છે.

—ચાર મોટા ધર્મો.

૩૧ આપણે જાતે પ્રમાણિક થવું, પણ આપણી માફક બીજાઓ પણ પ્રમાણિક હોઇ શકે તેમજ દિવ્ય પ્રેમ અને જીવન આપણી માફક તેમનામાં થઇને પણ વહી શકે તેની ના પાડવી નહિ. આ રીતે આપણને એવી શાંતિ મળશે કે જ્યાં ભેદભાવ પ્રકટશે નહિ, તેથી એકતા આવશે અને સુસંગતિ (harmony) આવશે કે જે સમાનતા કરતાં પણ વધારે મહત્ત્વની છે.

—ચાર મોટા ધર્મો.



# સપ્ટેમ્બર.

## તિતિક્ષા (દુઃખ સહન કરવાની શકિત.)

૧ જ્યારે તમે તમારી ઇચ્છાશક્તિથી તમારા આત્મિક ગુણથી દોરાઓ છો, ત્યારે તમારો આંતર સ્વભાવ એકાગ્ર અને નિશ્ચયાત્મક થાય છે. અને તમે અંદરથી પસંદ કરેલા માર્ગે બહાર આવવા પ્રયત્ન કરો છો. પછી તેનું પરિણામ સુખ આવે કે દુઃખ આવે, બહારની દુનિયામાં તેથી લાભ થાય કે ગેરલાભ થાય, તે બીનમહત્ત્વનું છે.

**—બદલાતી દુનિયા.**

૨ તમારૂં ભૂતકાળનું કર્મ થોડા સમયમાં ક્ષય પામે, અને તમે સેવા કરવાને તૈયાર થાઓ તે માટે જે કસોટીઓ તમારા પર વરસાદની માફક તુટી પડે છે, તે સહન કરવાને તમારે આ તિતિક્ષાનો ગુણ ખીલવવો જોઇએ.

**—દીક્ષા.**

૩ અડચણને શિક્ષારૂપ ગણવાને બદલે માન રૂપ ગણો. તે સૂચવે છે કે કર્મના દેવોએ જલ્દીથી વિકાસ પામવાની તમારી બૂમને સાંભળી છે, અને તેથીજ તમને ભૂતકાળનું ખરાબ કર્મ ભોગવવા માટે આપ્યું છે અને આ પ્રમાણે તમારી માગણીનો તેઓ પ્રત્યુત્તર આપી રહ્યા છે.

**—દીક્ષા.**

૪ તમારે દુઃખ અસંતુષ્ટ અને ઉદાસ મ્હોં કરીને નહિ પણ આનંદપૂર્વક સહન કરવું જોઇએ. પ્રાચીન સમયમાં કહેવામાં આવતું હતું

કે ધર્મને ખાતર મરનાર પુરૂષ ચિતા ઉપર પણ હસતો હતો અને ચિતાને અગ્નિનો હાથ માનતો હતો, જે તેને પ્રભુ પ્રત્યે લઇ જતો હતો.

—દીક્ષા.

૫ જે દુઃખથી તમો પાછા હઠો છો તેવું દુઃખ તમારા પર આવી પડે તો યાદ રાખો કે પ્રેમાળ હાથ તે દુઃખ પડવા દે છે. અને તે દુઃખ વીરતાથી સહન કરવામાં તમે તમારો છુટકારો જલ્દીથી કરી શકો છો.

—દેવોનાં કર્તવ્યો.

૬ જે આત્મા ઉંચે ચઢે છે તે કદાપિ આગળ વધ્યા વિના રહેજ નહિ. જે હૃદય પ્રેમાળ છે તેનો કદાપિ ત્યાગ કરી શકાયજ નહિ. અડચણો એટલા વાસ્તે છે કે તેમના પર જય મેળવવામાં આપણે મજબુત થઇએ અને જેઓએ દુઃખ ભોગવ્યાં છે, તેઓજ બીજાને બચાવવાને સમર્થ છે.

—આંતર જીવનની કેટલીક અડચણો.

૭ દુઃખને અશુભરૂપ માનવામાં આવે છે. દુઃખ સુખકારક નથી પણ તે અશુભ નથી. તે અનિષ્ટ નહિ પણ ઇષ્ટ છે. કારણકે પૂર્ણતા પ્રાપ્ત કરવાની તે શરત છે, અને દુઃખ વિના પૂર્ણતા પ્રાપ્ત થઇ શકતી નથી.

—દુઃખનો ઉપયોગ.

૮ તમારે જે કરવાનું છે, તે નક્કી કર્યા પછી તે કરતાં હદ બ્હાર ખેંચાઇ ન જવામાં ચોકસ જાતનો દૃઢ નિશ્ચય જોઇએ છે. જ્ઞાનના અભ્યાસીને ચાલવા માટે તેજ યોગ્ય માર્ગ છે, કારણકે તેણે પોતાની સેવા ગુરૂને અર્પણ કરી છે. તો તેમાં પોતાનું શરીર તૂટી જાય તેટલી હદ સુધી શરીર કે મગજપર બોજો નાખવાનો તેને હક્ક નથી.

—મનની વૃત્તિઓ.

૯ તેના માનસિક વલણમાં તે પછીનો ગુણ 'તિતિક્ષા' છે. જે દુઃખ આવી પડે તે ધીરજપૂર્વક સહન કરવું અને તેમાં જરા પણ ચીડાઇ જવું નહિ.

—મુમુક્ષુનો માર્ગ.

૧૦ અંતરાત્મા સર્વ બાબતો પ્રત્યે અરૂચિ તજી દે છે. મનુષ્યો, સંયોગો, તથા તેના જીવનમાં આવેલી દરેક વસ્તુ પ્રત્યે તે અરૂચિ તજી દે છે. કારણ ? તે સત્યને જાણે છે અને નિયમને સમજે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૧ તે જાણે છે કે મનુષ્યો તેના ભણી ગમે તેમ વર્તે પણ તે મનુષ્યો ફક્ત નિયમને ભાન વગર અમલમાં મુકનારા તેનાં સાધનો છે. તે જાણે છે કે તેના જીવનમાં જે કાંઇ આવે છે, તે તેણે પોતેજ ભૂતકાળમાં રચ્યું છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૨ તે ન્યાય સમજે છે, તેટલા માટે તે કોઈ પણ સાથે ક્રોધ કરતો નથી; કારણ કે જેને તે લાયક ન હોય તેવું કાંઇ પણ તેના ઉપર આવી પડે નહિ. તેણે પૂર્વજન્મમાં જે વાવ્યું ન હોય, તેવું કાંઇ પણ તેના માર્ગમાં આવી શકે નહિ.

—મુમુક્ષુનો માર્ગ.

૧૩ ષટ્સંપત્તિનું પાંચમું રત્ન તિતિક્ષા—દુઃખ સહન કરવાની શક્તિ છે. તે એવી પ્રબળ શક્તિ છે કે જે નમ્યા વગર સઘળું સહન કરે, જે સત્યને માટે સર્વે અડચણોની સામે થાય, અને ભય કે અડચણ જોઇ પાછી પડે નહિ.

—દીક્ષા.

૧૪ ગુપ્તનાદ મૌનપણામાંજ સંભળાય, અને જ્યારે હૃદયની બધી વાસનાઓ મરી જાય ત્યારે ઇન્દ્રિયો અને મનની શાન્તિમાં આત્માની પ્રકાશિત ભવ્યતા પ્રકટી નીકળે. તે એકલાપણાના અરણ્યમાં સૂર્ય પોતાના પૂર્ણ તેજ સાથે પ્રકાશે છે. કારણ કે જે સઘળા પદાર્થો તે તેજને આવરણ રૂપ થાય તે નાશ પામવાજ જોઇએ. જ્યારે અર્ધ દેવો નાશ પામે છે ત્યારેજ પૂર્ણદેવ પ્રકટે છે. આંતર પ્રભુ પ્રકટે છે તે પૂર્વે બાહ્ય પ્રભુ પણ સંતાઇ જવો જોઇએ.

**—નીતિના પાયો.**

૧૫ દુ:ખ શિક્ષણ આપે છે. જીવનના સઘળા ઉત્તમ પાઠો સુખ-માંથી નહિ પણ દુ:ખમાંથી ઉદ્ભવે છે.

**—યોગની પ્રસ્તાવના.**

૧૬ જે લોકો અજ્ઞાનતાથી દુ:ખ સહન કરે છે તેઓજ વસ્તુત: દયાપાત્ર છે, કારણ કે જે દુ:ખ તેઓ સહન કરે છે તેનું કારણ અથવા અંત જાણતા નથી. પણ અમે તેમાંનું કાંઇક સમજીએ છીએ. અને વર્ષો જતાં અમે તે બાબત વધારે શીખતા જઇએ છીએ. તેવા અમે જરા પણ દયાપાત્ર નથી, પણ અમને તો લોકોને યજ્ઞના નિયમની—આધ્યાત્મિક ભુવનના સૌથી મહાન્ અને સૌથી ઉચ્ચ નિયમની—સુંદરતા શીખવાને ઉત્તેજન આપનાર દૃષ્ટાંત રૂપ ગણવા જોઇએ.

**—સમય અને કાર્ય.**

૧૭ જેમ જીવાત્મા પ્રબળ તેમ કાર્ય કરવામાં તેને ઓછું બળ વાપરવું પડે છે. જેમ મનુષ્યમાં શક્તિ વિશેષ તેમ બહારથી આવતા હલ્લાઓ તેને ઓછા લાગે છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૧૮ દુનિયાના સંબંધો કેટલીકવાર ઢીલા થઇ જશે. મિત્રનો હાથ તમારો હાથ છોડી દેશે, અને તમારો હાથ ખાલી પડશે, અને જગત્

પણ બદલાએલું જણાશે, છતાં બીજી બાજુએ રહેલા મિત્રો આપણો હાથ કદી તજી દેતા નથી. માટે વીરતાથી અંધકારમાં અને એકાંતમાં જુઓ, ત્યારે તમને જણાશે કે આ એકલાપણું એ મોટામાં મોટો ભ્રમ છે: અને અંધકારમાં એવો પ્રકાશ છે કે જે એક વાર મેળવ્યા પછી કોઈ પણ મનુષ્ય ફરીથી તે ખોતો નથી.

**—મહાન્ મંદિરનો ચોક.**

૧૯ ધીમે ધીમે ભૂતાત્માને સમજણ પડી જાય છે કે, અમુક કાર્ય કરવામાં દુઃખ થાય, પણ તેમાંથી મળતો લાભ તે દુઃખને પહોંચી વળે એવો છે, અને પ્રયત્નપૂર્વક અડચણ પર જય મેળવવામાં–જોકે પ્રયત્ન દુઃખપૂર્ણ હોય છતાં–એટલા બધા બળની પ્રાપ્તિ થાય છે કે અમુક વસ્તુની પ્રાપ્તિના આનંદ આગળ તે મેળવવા માટે પ્રયત્ન કરવાનું ક્ષણિક દુઃખ તો ક્યાંઇ ચાલ્યું જાય છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૨૦ પૃથ્વી જે કાંઈ શીખવી શકે તે શીખવું. આપણી અંદર રહેલા દિવ્યતાનાં બીજ–ગર્ભિત રહેલી સર્વે શક્તિઓ ખીલવવી. જ્યાં સુધી બધા પાઠ ન શીખી લેવાય ત્યાં સુધી. આ જન્મમરણના ચક્રમાં ચાલ્યા કરવું. અને પછી દીવ્ય આદર્શ મનુષ્ય તરીકે, બાળ મનુષ્ય જાતિઓને–પાછળથી પ્રકટ થએલી દુનિયાઓને–મદદ કરવા જવું, તેજ પુનર્જન્મના સિદ્ધાંતનો આશય છે. દરેક દુનિયા આ મહાન્ અને અનંત વિશ્વના કાર્ય માટે પોતાની દુનિયામાંથી પૂર્ણતા પ્રાપ્ત કરેલા અમુક મનુષ્યોને પુરા પાડે છે.

**—થિઓસોફીની રૂપરેખા.**

૨૧ તેથીજ દુઃખને ખોટી રીતે અશુભ કહેવામાં આવે છે. દુઃખ એ મનુષ્યને આપવામાં આવેલો મોટામાં મોટો આશીર્વાદ છે. તેનો હેતુ મનુષ્યને ક્ષણિક બાબતોથી પાછો વાળી શાશ્વત વસ્તુ ઉપર સ્થિર કરવાનો છે.

**—દુઃખનો ઉપયોગ.**

૨૨ જ્યારે તમે જીંદગીને સમજો છો ત્યારે જીંદગી સહ્ય લાગે છે. જ્યાં સુધી તમે જીંદગીને યથાર્થ સમજો નહિ, ત્યાં સુધી તે અસહ્ય બોજારૂપ થયા વગર રહેશે નહિ. પણ જ્યારે જીંદગી સમજો છો, ત્યારે દરેક વસ્તુ બદલાઇ જાય છે.

—થીઓસોફીકલ સોસાયટીનું કાર્યક્ષેત્ર.

૨૩ તિતિક્ષાનો એવો પ્રબળ સદ્ગુણ છે કે જે સહન કરવાને સમર્થ છે, જે નિરાશા સામે ખંતથી મંડયા રહેવાને શક્તિમાન છે, જે અડચણોની સામે થાય છે અને જે અડચણો જોઇ નહિ ડરતાં તે પર જય મેળવે છે; અડચણોનો સ્વિકાર કરે છે, પણ તે અડચણોથી દબાવા માટે નહિ પણ તેના પર જય મેળવવા તેનો સ્વીકાર કરે છે. તિતિક્ષાના વીરતા સૂચક સદ્ગુણની આ માર્ગ પર ચાલનાર પાસેથી માગણી કરવામાં આવે છે.

—મહાત્માઓ અને તેમને મળવાનો માર્ગ.

૨૪ તમારે બીજાનું દુ:ખ સમજવું અને પોતાનું બનાવવું એટલુંજ નહિ પણ જેટલા તમે બીજા પ્રત્યે માયાળુ છો તેટલાજ તમારી જાત પ્રત્યે તમારે કઠણ બનવું. જો જગતની અડચણો તમારી થવાની હોય તો તમારી પોતાની અડચણો પાછળ ગાળવાને તમને સમય મળવો જોઇએ નહિ. જો તમારે જગતનાં દુ:ખો સાથે એકરૂપ થવું હોય તો તમારાં દુ:ખ વાસ્તે અફસોસમાં ગાળવાને તમારી પાસે બળ ના હોવું જોઇએ.

—મહાત્માઓ.

૨૫ ભક્તિ દુ:ખનો અંત લાવે છે. આપણે જે કાંઈ પ્રેમપાત્રને વાસ્તે કરીએ છીએ તે આનંદથી કરવામાં આવે છે, અને જ્યારે પ્રેમપાત્રને ખાતર દુ:ખ સહન કરવામાં આવે છે, ત્યારે તે દુ:ખ પણ આનંદમાં મળી જાય છે. જેણે આત્માના સૌંદર્યની ઝાંખી પ્રાપ્ત કરી

છે, તેણે આત્માની સાથે એકતા લાવે તે સઘળું આનંદપૂર્વક શા માટે ન કરવું જોઇએ? આંતરજીવન સાથેના સંયોગમાં જે અડચણરૂપ હોય તેનો વિના આનાકાનીએ-કે-આનંદપૂર્વક શા માટે ભોગ ન આપવો?

**—ભક્તિની કિંમત.**

૨૬ તેણે તિતિક્ષા પ્રાપ્ત કરવી જોઇએ; કારણકે જેઓ સ્વસ્તિક-આત્મભોગને (cross) માર્ગે ચાલવા ઉમેદ રાખતા હોય તેમને લાંબા સમય સુધી સખ્ત દુઃખો સહન કરવાં પડશે અને જે અદૃશ્ય છે તેને જોઇને તેઓ સહન કરવા સમર્થ હોવા જોઇએ.

**—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.**

૨૭ જ્યારે તમને લાગે કે તમારૂં દુઃખ બહુ ભારે છે, ત્યારે તમારે પ્રશ્ન પૂછવો કે હવે તે દુઃખમાંથી કેટલું ખરૂં છે? મારા સ્થૂળ શરીરમાં કેટલું દુઃખ થાય છે? તો તે પ્રશ્નના જવાબમાં જણાશે કે હાલના તમારા દુઃખમાં તમે ભૂતકાળના દુઃખનું સ્મરણ ઉમેરો છો; તેથી તમારા સ્થૂળ શરીરના જ્ઞાનતંતુઓને જે દુઃખ ખરેખર થાય છે તેના કરતાં તમને વધારે દુઃખ થતું હોય એમ લાગે છે. અને આ પ્રમાણે મન તેમજ લાગણી વડે બનાવોને ખુશમીજાજથી સ્વીકારો. અપ્રિય બનાવોને પણ એવું વિચારીને સ્વીકારો કે કદાચ આ કરતાં પણ વધારે ખરાબ દશા થઇ હોત!

**—સંમેલનની સમાપ્તિનું ભાષણ-લંડન-૧૯૨૧.**

૨૮ જો તમે તમારી અડચણોને લીધે બહુજ ઉદાસ ન થાઓ, તમે દુઃખોને લીધે તમારૂં મ્હોં કટાણું ન કરો, જો તમે વારંવાર તેના સંબંધી વાતો કરી તમારા વિચારોને તે દુઃખોથી ન ભરો પણ જો તમે હસીને તે દુઃખો પ્રત્યે તમારી પીઠ ફેરવો તો તમને લાગશે કે તમે જ્યારે પાછા ફર્યા ત્યારે તે અડચણો દૂર થઇ ગઇ હતી.

**—સંમેલનની સમાપ્તિનું ભાષણ-લંડન-૧૯૨૧.**

૨૯ આપણી આસપાસના પાયા તૂટી જાય તેનો હેતુ એજ કે તે પાયા સારી રીતે ફરીથી બાંધવામાં આવે. આપણી આસપાસ મકાનો તૂટી પડે. તેઓ ઘસાઇ ગયાં હોય અને જ્યાં તેમનાં ખંડેર થયાં હોય ત્યાં ઉમદા મંદિરો ઉભાં થશે. જ્યાં મનુષ્યો દરેક સ્થળે પ્રભુ તરફ જતાં હોય, ત્યાં મનુષ્ય જાતિ વાસ્તે નિરાશાનું કારણ નથી.

—દીક્ષા.

૩૦ મનુષ્ય અને અશુભ વચ્ચે તેને ઉભા રહેવાનું છે, માટે તેણે પોતાની જાત તરફ સખ્ત થવું. તેણે એક તારક જેવા થવાનું છે કે જે સર્વને પ્રકાશ આપે છે, પણ કોઇ પાસેથી તે કાંઇ ગ્રહણ કરતો નથી. તેણે બરફ જેવા થવાનું છે કે જે બરફ પોતાના ઉપર ઝાકળ અને કરકડતા પવનને લે છે કે જેથી નીચેનાં બીજ ઠંડીના નુકશાન વગર પડયાં રહે, અને જ્યારે તે બીજના વિકાસનો સમય આવે ત્યારે તેમનો વિકાસ સંભવી શકે.

—મહાત્માઓ.



# ઑકટોબર.

## શ્રદ્ધા.

૧ આ અથવા બીજી કોઈ જીંદગીમાં જે દરેક જીવાત્મા સત્યને વફાદાર હશે તેના અંધકારમાં સૂર્યોદય થશે. જે પ્રકાશને પોતે અસત્ય માને છે તે પ્રકાશ સ્વીકારવાની જે ના પાડે છે, અને તેવો અસત્ય પ્રકાશ સ્વીકારવા કરતાં જે અંધકારમાં રહેવું પસંદ કરે છે, તેવા દરેક આત્માને જ્ઞાન અને શ્રદ્ધાનો ભેગો પ્રકાશ આવશે. જો કોઇ જીવાત્મા અશ્રદ્ધાના દબાણ વખતે પણ સત્યને તથા સન્નિષ્ઠાને વફાદાર રહે છે, અને સદ્‌ગુણ ઉપરની શ્રદ્ધા તથા મનુષ્ય જાતિ પ્રત્યેનો પ્રેમ અકલંકિત રાખે છે, તો આ ટુંકી જીંદગીમાં તેને સત્યનો સાક્ષાત્કાર થાય કે નહિ તે બહુ મહત્ત્વનું નથી.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૨ આધ્યાત્મિક સ્વભાવને જાગૃત કરવાનો છે, આત્માને તેના વિકાસમાં સહાય આપવાની છે, તેમજ જે ચીણગારી હૃદયની વેદી ઉપર દિવ્ય અગ્નિ સ્વરૂપે છે, તે વધીને મહાન્ જ્વાળા રૂપે થવી જોઇએ; કારણ કે તે ત્યાંથીજ ઉત્પન્ન થઇ છે, અને તે તરફ જવાને તે ચાલુ ભાવના કરી રહી છે.

--જીવનના કેટલાક પ્રશ્નો.

૩ પ્રથમની માફક અત્યારે પણ આ બાબત ખરી છે કે જેઓ (પ્રભુની) ઇચ્છાને અમલમાં મૂકે છે, તેઓજ સિદ્ધાંતને સમજશે. કોઇ

પણ જમાના કરતાં વર્તમાન સમયમાં મનુષ્યને પ્રભુ પાસેથી વિશેષ શીખવાનો સારો સંભવ છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૪ આ દિવ્ય ગુરૂઓ, જેમને અમે જીવતા જાણીએ છીએ. તેઓ અમારામાંના કેટલાકને તો દરરોજ પ્રેરણારૂપ થાય છે. જેટલા પ્રમાણમાં આપણે આપણી જાતને પવિત્ર કરવા પ્રયત્ન કરીએ, તેટલા પ્રમાણમાં આપણે તેમના સંબંધમાં આવી શકીએ. તેઓએ જે શીખવ્યું છે તે જેટલા પ્રમાણમાં આપણે અમલમાં મૂકીએ તેટલા પ્રમાણમાં આપણે વધારે શીખી શકીએ.

—મહાત્માઓ.

૫ જેઓ ખ્રીસ્તીઓ છે તેમણે પોતાના ધર્મને બીનવફાદાર થવું નહિ. ક્રાઇસ્ટને જીવતી મૂર્તિરૂપ માનવાને બદલે કેવળ શ્રદ્ધાનો વિષય બનાવવો નહિ; કારણકે તે સજીવ મૂર્તિ છે અને યાદ રાખો કે નામ ગમે તે હોય પણ આદર્શ એકજ છે. ગમે તે વિશેષણ હોય પણ તેની પાછળ રહેલો વિચાર તો સમાનજ છે.

—મહાત્માઓ.

૬ શ્રદ્ધા અથવા વિશ્વાસ—પોતાના ગુરૂમાં અને પોતાનામાં વિશ્વાસ હોવો જોઇએ.

—મુમુક્ષુનો માર્ગ.

૭ તમે જેમ આંખ અથવા કાનવડે અમુક વસ્તુ જાણી શકો—તેવાંજ ચોકસ કારણોસર તમે ઇશ્વરને પણ જાણી શકો, કારણકે તમે પ્રભુના વિભાગ રૂપ છો. તમે તેને જાણી શકો, કારણકે તમે તેના સ્વભાવ સાથે એક રૂપ છો.

—લંડનનાં ભાષણો.

૮ આંખોને જેથી ઝાંઝવાં વળે, તેવું ભવ્ય દૃશ્ય માનુષી ભાષામાં દર્શાવવા જતાં મોટામાં મોટા ઋષિઓ પણ નિષ્ફળ જાય છે. તો પછી આપણા જેવા અર્ધા વિકાસ પામેલા પુરૂષો અથવા સ્ત્રીઓ જ્યારે તે પ્રભુ સંબંધીના વિચારો વિષે વાતો કરતા હોઇએ ત્યારે આપણા બંધુના ધર્મની ટીકા કરવામાં-જો ટીકા કરવાની જરૂર પડે તો-આપણે વધારે નમ્રતા તથા ઉદારતા રાખવી.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૯ તમારામાં શ્રદ્ધા રાખો-એ પાઠ મનુષ્ય વિષે ઉચ્ચ વિચાર રાખવાથી શીખાય છે; કારણકે તે શ્રદ્ધા ખરી રીતે અંદર રહેલા પ્રભુમાં છે.

—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.

૧૦ શ્રદ્ધા બુદ્ધિની પેલી પાર છે; કારણકે તે આત્માનો પોતાનો પુરાવો છે. આત્મા તરીકેની હયાતીનો વિશ્વાસ છે; કારણકે બુદ્ધિ એતો આત્માનું એક બાહ્ય સ્વરૂપ છે, અને ફક્ત ખરી શ્રદ્ધા એતો જેની તમને પુરે પુરી ખાતરી છે તે તમારા અંતર આત્માનો આંતરિક વિશ્વાસ છે.

—યોગની પ્રસ્તાવના.

૧૧ યોગનો હેતુ તમને સ્થાયી આત્માનુભવ કરવામાં મદદ કરવાનો છે. આંતર પ્રતિભાના એકાએક ઝબકારાથી નહિ પણ ધીરજથી અડગ અને અચળ રીતે તે અનુભવ થવો જોઇએ; અને એકવાર આત્મદર્શન થાય, તે પછી "પ્રભુ શું છે?" એવો પ્રશ્ન મનુષ્યના મનમાં ફરીથી ઉઠી શકેજ નહિ.

—યોગની પ્રસ્તાવના.

૧૨ પ્રભુની હયાતી સંબંધી આત્માના પુરાવા સિવાય યોગીને બીજો કોઈ ચોકસ પુરાવો નથી. પ્રભુની સાબીતી શોધવાનો તેનો ખ્યાલ એ છે કે તમારા ચૈતન્યમાંથી સર્વ મર્યાદાઓને જતી કરવી અને એવી

સ્થિતિ પ્રાપ્ત કરવી કે જ્યાં નિર્વાણ ભૂમિકાની પ્રકૃતિના આછા પડદા સિવાયનું તમને સ્પષ્ટ ભાન રહે, તે વખતે તમે જાણશો કે "પ્રભુ છે."

—યોગની પ્રસ્તાવના.

૧૩ તમારા ગુરૂમાં અને તમારા પોતામાં શ્રદ્ધા રાખો. ગુરૂ કહે છે કે કદાચ તે મનુષ્ય એવો પ્રશ્ન કરશે કે, "શું મારામાં વિશ્વાસ ! હું મારી જાતને એટલી બધી ઓળખું છું કે તેમાં વિશ્વાસ રહી શકે નહિ." ગુરૂદેવ કહે છે કે "ના તમે તમારા આત્માને ઓળખતા નથી. તમે તો આત્માને ઢાંકનારા ખાલી ખોખાંને ઓળખો છો; કારણ કે આત્મામાં અજીત બળ રહેલું છે જે કદાપિ નિષ્ફળ થાય નહિ કે નાશ પામે નહિ."

—મુમુક્ષુનો માર્ગ.

૧૪ જે મનુષ્ય સત્યને જોઈ શકે તે આત્માનો માલીક થવાનો હક ધરાવે છે. બુદ્ધિ તથા આત્માના પ્રદેશમાં કોઈ પણ જાતનો પક્ષપાત નથી. તે સત્યને ગ્રહણ કરવાની મનુષ્યની લાયકાતનું એકલું ધોરણ તે જોવાની શક્તિ છે. તે પ્રકાશ વડે તેનો જોવાનો હક ફક્ત તેની જોવાની શક્તિથી જ પેદા થાય છે.

—લંડનનાં ભાષણો.

૧૫ તે શિષ્યને પોતાનામાં વિશ્વાસ આવ્યો છે. આ વિશ્વાસ કેવળ ભૂતાત્મા પર નથી કે જે ભૂતાત્માની નિર્બળતાઓ પર તેણે જય મેળવ્યો છે, પણ તેનો વિશ્વાસ તેના દિવ્ય આત્મા ઉપર છે કે જેનું બળ અનુભવવાને તે આરંભ કરી રહ્યો છે.

—મુમુક્ષુનો માર્ગ.

૧૬ આપણી અંદર જે જ્વાળા સતત સળગી રહી છે, તેના દર્શનથી નહિ તો પણ જે પ્રભુના પ્રકાશથી આપણે છુટા પડી શકીએ

નહિ, તેમાં શ્રદ્ધા રાખીને જો આપણે અંધકારમાં તેમજ પ્રકાશમાં આનંદથી રહી શકીએ તો ઘણું સારૂં. કારણકે વસ્તુતઃ તે આપણો જ આત્મા છે.

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૧૭ ખરા ભક્તનું મુખ પોતાના કરતાં આગળ વધેલા જીવો તરફ વળેલું હોય છે. અને પોતે બીજાઓને આશીર્વાદ રૂપ થાય, તે માટે તે આગળ વધેલા જીવો પાસેથી આધ્યાત્મિક બળ, આધ્યાત્મિક શક્તિ અને આધ્યાત્મિક ઉત્સાહ મેળવવા માગે છે.

**—ભક્તિભાવ અને આધ્યાત્મિક જીવન.**

૧૮ જે મનુષ્ય આત્માવડે આત્માને શોધે તેનામાં શ્રદ્ધાનો ગુણ હોવો જોઇએ. તમારી અંદર રહેલા આત્માની સત્યતામાં એવી દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ કે જે કશાથી પણ ડગે નહિ. તેવી સ્થિતિજ શ્રદ્ધાના મહાન્ નામને લાયક છે.

**—યોગની પ્રસ્તાવના.**

૧૯ તર્કવડે આત્મા શોધી શકાય નહિ. આત્માને પોતાની પરમ સત્યતાનું ભાન તેજ શ્રદ્ધાઃ અને તેવી અડગ શ્રદ્ધા આ માર્ગપર ચાલવાને આવશ્યક છે.

**—યોગની પ્રસ્તાવના.**

૨૦ શ્રદ્ધા જરૂરની છે, કારણકે આત્મદર્શનમાં મળતી અડચણો સમયે જો શ્રદ્ધા ન હોય તો મનુષ્યનું મન ડગી જાય, મનુષ્યની હિમ્મત હારી જાય, અને મનુષ્યની ખંત પણ તૂટી જાય.

**—યોગની પ્રસ્તાવના.**

૨૧ ઉચ્ચ જીવનનો અનુભવ થાય તે પૂર્વે જે શૂન્યતા તેને ઓળગવી પડે છે, તે શૂન્યતામાં જે અંધકાર તેના પર આવી પડે, તે

અંધકારમાં આ માર્ગના મુસાફરને બળ આપનાર એકજ વસ્તુ છે અને તે આત્મા છે, એવી અડગ શ્રદ્ધા છે.

**—યોગની પ્રસ્તાવના.**

૨૨ ગુરૂદેવની—મહાત્માની સંમુખ ઉભા રહેવું અને તેઓની હાજરીથી મળતું પ્રોત્સાહન. અનુભવવું એટલે શું, તે આપણામાંના કેટલાક જાણી શકે. તેમાં શબ્દોની જરૂર નથી. તેમાં શિક્ષણ આપવાની જરૂર નથી. તેઓની હાજરીજ બસ છે. તેઓની હાજરીમાંથી જ્યારે આપણે સામાન્ય દુનિયામાં જઇએ છીએ, ત્યારે તે પવિત્ર પુરૂષની હાજરીના વાતાવરણથી દુનિયાના વાતાવરણનો ભેદ આપણને તરતજ જણાઈ આવે છે. પણ અમે તે જાણ્યું છે; અને તેનું સ્મરણ સદા શક્તિ રૂપે સાથેજ રહે છે.

**—બદલાતી દુનિયા.**

૨૩ જે **સદ્**, **ચિદ્** અને **આનંદ** છે તે હું છું. **જીવન**, પ્રેમ અને પ્રકાશ હું છું. કારણકે આપણો મૂળ સ્વભાવ દિવ્ય છે. તેનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવાથી તેના વિકાસ અને પ્રકટીકરણને મદદ મળે છે. પવિત્ર, નિર્વિકારી અને શાન્ત તારક—તારો અંદર પ્રકાશી રહેલો છે. તે તારક તે આપણો આત્મા છે. આપણે તે તારકમાં દઢતાથી હજી રહી શકીએ નહિ, પણ તે તરફ આપણે ઉંચે ચઢવાને દરરોજ પ્રયત્ન કરી શકીએ.

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૨૪ અંતઃકરણના સૌથી ઉંડા ભાગ સિવાય ખરી સત્યતા જડવાની નથી. કારણકે ત્યાંજ સત્ અને શાશ્વત્ તત્ત્વ છે. જે શાશ્વત્ તત્ત્વને જાણે છે અને તેમાં વસે છે, તેનેજ વાસ્તે શાન્તિ છે.

**—શાન્તિના શાસ્ત્રની પ્રસ્તાવના.**

૨૫ થિઓસોફિસ્ટ સર્વને સમજાવવા પ્રયત્ન કરે છે, કોઇને બીજા ધર્મમાં વટલાવવા પ્રયત્ન કરતો નથી. જે જ્ઞાન તેને સોંપવામાં આવ્યું છે, તે જ્ઞાન બીજાને આપવામાં તેનો હેતુ એ છે કે બીજાની શ્રદ્ધામાં જ્ઞાનનો ઉમેરો કરવો અને સર્વ ધર્મોને ટેકો આપનાર સામાન્ય પાયો ખુલ્લો કરવો અને આ રીતે શ્રદ્ધાને વધારે તીણી બનાવવી.

—ચાર મહાન્ ધર્મો.

૨૬ પ્રભુ સંબંધીના જુદા જુદા વિચારો નુકશાનકારક નથી, પણ કીંમતી છે; કારણકે દરેક અભિપ્રાય મહાન્ સત્યનો અમુક નાનો વિભાગ પ્રકટ કરે છે. બધા અભિપ્રાયો ભેગા કરવાથી બીજી રીતે મળી શકે, તેના કરતાં વધારે પૂર્ણરૂપમાં સત્ય પ્રકટ થાય છે.

—ચાર મહાન્ ધર્મો.

૨૭ મનુષ્ય જેમ પ્રકાશના દર્શન સમીપ વિશેષ આવતો જાય છે, તેમ તેને સમાનતાની લાગણી પેદા થાય છે. પ્રેમી અને પ્રેમપાત્ર એ વસ્તુ રહી શકે નહિ. માટે છેવટે પ્રેમ પૂર્ણ થતાં તથા અજ્ઞાનથી અનાચ્છાદિત (નહિ ઢંકાએલું) જ્ઞાન પામતાં પ્રેમી અને પ્રેમપાત્ર એકબીજામાં મળી જાય છે. " **अहं सः** " 'હું તે છું' એવું ભાન થાય છે; અને પ્રથમ જ્યાં ભેદભાવ હતો, ત્યાં હવે અભેદ ભાવ પ્રકટે છે.

—ચાર મહાન્ ધર્મો.

૨૮ શું પ્રભુ ફક્ત ખ્રીસ્તી શરીરમાં જન્મેલા આત્માઓનો પિતા કહેવાય છે, કે સર્વ આત્માઓનો પિતા કહેવાય છે? જો આ એકતાનું ભાન થાય તો એક ધર્મમાંથી બીજા ધર્મમાં વટલાવવાનું કામ બંધ પડી જાય. કોઇ પણ મનુષ્ય બીજાને પોતાના પંથમાં લાવવા પ્રયત્ન કરશે નહિ. પણ બીજા ધર્મે શું શીખવવાનું છે, બીજા ધર્મના ઇશ્વિર સંબંધી શા વિચાર છે તે શીખવાને પ્રયત્ન કરશે.

—ચાર મહાન્ ધર્મો.

૨૯ મન ગમે તે કરતું હોય અને શરીર ગમે તે પ્રવૃત્તિ કરતું હોય, છતાં દરરોજના જીવનમાં આત્મા તો નિરંતર પ્રભુની પ્રાર્થના કરતો હોય. તેને છેવટે અનુભવ થાય છે કે તે શિષ્યનું જીવન તે હીરાતુલ્ય આત્માનું વારંવારનું ચિંતન છે, અને ભંગ પડયા વિનાની પરમાત્માની ઉપાસના છે. આ પ્રમાણે આત્મા નિરંતર ઉદ્યોગી હોય છે, ત્યારે મન અને શરીર મનુષ્યજાતિને વાસ્તે જરૂરનાં કાર્ય કરતાં હશે.

—મહાન્ મંદિરનો ચોક.

૩૦ તે અભ્યાસી પૂર્ણતાનો આદર્શ પોતાની કલ્પનામાં આવી શકે તેવો પૂર્ણ બનાવે છે. તે સમયે પણ તેને ભાન હોય છે કે, તેની પૂર્ણ કલ્પના પણ જે સત્યતામાંથી પ્રતિબિંબ પડે છે, તે સત્યતાનો ઝાંખો છાંયડો છે.

--મહાન્ મંદિરનો ચોક.

૩૧ પણ આપણે સર્વે પ્રભુની ભવ્યતા દર્પણમાં જોઇએ તેમ ખુલ્લા ચ્હેરાથી જોઇને ભવ્યતામાંથી વિશેષ ભવ્યતામાં જતાં છેવટે તેના રૂપ થઇએ છીએ. 'દર્પણ જોઇએ તેમ જોઇને,' આ શબ્દો સૂચવે છે, કે મન દર્પણ જેવું છે અને તેના ઉપર જે છબીઓ પડે છે તેનું તેમાં પ્રતિબિંબ પડે છે, અને જે આત્મા મનરૂપી દર્પણમાં પ્રભુની ભવ્યતા જુએ છે, તે ભવ્યતામાંથી વિશેષ ભવ્યતામાં જતાં છેવટે તે રૂપ થઈ જાય છે.

—મહાન્ મંદિરનો ચોક.



# નવેમ્બર.

## સમાધાન–સમતોલવૃત્તિ.

૧. તમારે ખ્યાલ લાવવો જોઈએ કે નિયમો સમજવાથી અને ધારેલું પરિણામ લાવવાને માટે નિયમો પ્રમાણે ચાલવાથી સમતોલવૃત્તિ પ્રાપ્ત થાય છે.

—**યુદ્ધ અને ભ્રાતૃભાવ માટે તેનાં શિક્ષણો.**

૨. એકજ મુખ્ય સિદ્ધાંત છે અને તે જીવનની એકતા છે. જો પ્રભુ અને મનુષ્યને મૂળતત્ત્વે જુદા ગણવામાં આવે અને તેમની વચ્ચે ન ઓળંગાય એવો મહાન્ અખાત માનવામાં આવે તો પછી પ્રભુનું અસ્તિત્વ અને મનુષ્યોનો તેની સાથેનો સંબંધ એટલો ભયંકર લાગે કે તેનો ખુલાસો પણ મળી શકે નહિ.

—**જીવનના કેટલાક પ્રશ્નો.**

૩. થિઓસોફિસ્ટ સમજે છે કે જે સિદ્ધાંતો અને રીતો એક-બીજાની વિરોધી લાગે છે, તેનું ડહાપણ પૂર્વક સંમિશ્રણ કરવામાં બધા પ્રશ્નોનો નિવેડો આવશે. આ પ્રમાણે સામાજીક બંધારણમાં મનુષ્ય-જાતિના બધા અનુભવોનો ઉપયોગ કરવો જોઇએ.

—**જીવનના કેટલાક પ્રશ્નો.**

૪. મનુષ્યજાતિ મૂળતત્ત્વે એક છે, એ ભવિષ્યની મનુષ્ય જાતિનો મુખ્ય સિદ્ધાંત થશે; અને જે પ્રજા તે સિદ્ધાંત પ્રથમ ગ્રહણ કરશે અને તે

મહાન સિદ્ધાન્તને અમલમાં મૂકશે તે ભવિષ્યને દોરશે અને મનુષ્યજાતિ તે રસ્તે ચાલશે. જેઓ આ સિદ્ધાંતને જુએ છે અને શીખવે છે તે થોડા સમય સુધી નિષ્ફળ જાય, પણ તેઓની નિષ્ફળતામાં અનિવાર્ય વિજયનું બીજ રહેલું છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૫. ધારો કે દ્વેષનાં આંદોલનો આપણે ભૂતકાળમાં વાવ્યાં હોય અને હવે તે આંદોલનોને શાંત પાડવા વિચારપૂર્વક આપણે કામ કરવા લાગીએ. તેના વિરૂદ્ધ પ્રેમનાં આંદોલનો પ્રકટાવી તે આંદોલનોની વર્તમાનમાં તથા ભવિષ્યમાં પ્રકટ થતી અસર અટકાવીએ.

—કર્મ.

૬. તે ભૂતકાળનાં કરેલાં કર્મોને ન કર્યા ન કરી શકે. તે તેનો નાશ કરી શકે નહિ. પણ તેનું પરિણામ ભવિષ્યમાં આવે, તે પૂર્વે તેનું બળ ઓછું કરે અથવા સર્વથા ઉલટાવી નાખે, અને આ વાસ્તે નવી શક્તિઓ તે ઉત્પન્ન કરે, કે જે ધારેલું ફળ લાવવામાં પોતાનો ભાગ ભજવે.

—કર્મ.

૭, અસત્યના માયાવીરૂપો વાસનાભુવનમાં જાય છે. જ્ઞાની-પુરૂષો તેની વિરૂદ્ધ સત્યનાં રૂપો મોકલે છે. પવિત્રતા અપવિત્રતાનો નાશ કરે છે અને ઉદારતા સ્વાર્થીલોભનો નાશ કરે છે. જેમ જ્ઞાન વૃદ્ધિ પામે છે તેમ આ કાર્ય સીધું અને હેતુપૂર્વક થાય છે, અને ચોક્કસ નિશ્ચય-પૂર્વક તથા સબળ સંકલ્પબળ સાથે વિચારને મોકલવામાં આવે છે.

—કર્મ.

૮. જેવી રીતે શાન્ત સરોવરમાં ચંદ્ર અને તારાઓનું પ્રતિબિંબ પડે, પણ તેજ સરોવરમાં ચાલતા પવનથી લહેરો ઉઠે, તો તેમાં ભાગ્યાં

તૂટયાં પ્રતિબિંબો પડે છે. તેવીજ રીતે ભૂતાત્મા મનને સ્થિર કરીને વાસનાઓને શાન્ત કરીને અને પોતાની પ્રવૃત્તિઓને સ્થિર બનાવીને પોતાની અંદર ઉચ્ચતત્ત્વનું પ્રતિબિંબ પાડી શકે; તેવીજ રીતે શિષ્ય મહાત્માનું દર્પણ થઇ શકે.

—બદલાતી દુનિયા.

૯. બન્ને પક્ષની ભૂલો જુઓ અને કયાં કારણો છે તે જાણો. પાપને ધિક્કારવાનું અને જેઓ પ્રગતિના બળના પ્રતિનિધિ છે તેમની પણ ભૂલો જોવાનું છોડતા નહિ. બન્ને બાજુએ શુભ તત્ત્વ શું છે તે જુઓ. બન્ને બાજુએ નુકશાન શું છે તે જાણો, આપણા જમાનામાં આપણા લોકોને અત્યારે કાર્ય કરી રહેલી શક્તિઓનું સ્વરૂપ સમજાવો. આ કામ ધીરજથી અને મધ્યમસર રીતે કરો, પણ ખોટા વિચાર સામે પણ આવેશભર્યો હલ્લો કરતા ના.

—ગુપ્તજ્ઞાનનો અભ્યાસી અને યુદ્ધ.

૧૦. મનનું તદ્દન શાન્ત સમતોલપણું રાખવાને પ્રયત્ન કરો. બન્ને દૃષ્ટિબિન્દુથી જોવાને પ્રયત્ન કરો અને સઘળા એકદેશીય દૃષ્ટિબિન્દુઓ અથવા ક્રોધની લાગણીઓને દૂર કરો. તમારે અશુભનો બચાવ કરવાનો નથી. પણ થિઓસોફિસ્ટ તરીકે તમારી આસપાસની અશુભ લાગણીઓમાં ઉમેરો કરતા ના. અને તમારે સમતોલવૃત્તિનું શાન્ત મધ્યબિન્દુ બનવું કે જે બનાવોના પ્રવાહને ઘણે અંશે દોરનારૂં થઇ પડે.

—ગુપ્તજ્ઞાનનો અભ્યાસી અને યુદ્ધ.

૧૧. તમારે આવેશથી અથવા ગુસ્સાથી દોરાઇ જવું નહિ, કારણકે તેથી બીજી બાજુનું સત્ય બીલકુલ જોવામાં આવતું નથી, અભ્યાસીએ યોગ્ય અભિપ્રાયનું મધ્યબિન્દુ બનવું, અને આવેશથી દોરાઈ જવું નહિ. મનુષ્યજાતિના વિકાસ સારૂ બન્ને પક્ષની જરૂર છે; એમ તેણે વિચારવું જોઇએ.

—ગુપ્તજ્ઞાનનો અભ્યાસી અને યુદ્ધ.

૧૨. જ્યારે અંદરથી શાન્તિ બહાર પ્રસરે છે ત્યારે તે ચારે બાજુએ ફેલાય છે અને મનુષ્યના આખા સ્વભાવમાં વ્યાપી જાય છે. શાંતિનું હૃદય એ મૌનનું હૃદય છે, અને તે ગુપ્ત પ્રભુનું હૃદય છે. જે બ્હારના મોજાંઓને શાંન્ત કરી શકે તેવો શક્તિનો ગુપ્ત શબ્દ મૌન અવાજમાંજ નીકળી શકે, તેજ કહી શકે કે "શાંતિ: શાંતિ: શાંતિ :"

—શાન્તિના શાસ્ત્રની પ્રસ્તાવના.

૧૩. આધ્યાત્મિક પુરૂષે સંન્યાસી થવાની જરૂર નથી. સંસારીક કાર્યો વચ્ચે દિવ્યજીવન સાથેની એકતા પ્રાપ્ત થઈ શકે અને તે ટકાવી પણ શકાય, અને તે એકતામાં જે અડચણો છે તે આપણી બહારની નથી, પણ અંદરની છે. આ ભગવદ્‌ગીતાનું મધ્ય શિક્ષણ છે.

—ગીતાની પ્રસ્તાવના.

૧૪. યોગ એટલે એકતા. યોગનો અર્થ દિવ્યનિયમ સાથે એકતા. બહાર જતી શક્તિઓને સંયમમાં લાવી દિવ્યજીવન સાથે એક થવું તે. આ સ્થિતિ મેળવવાને સમતોલવૃત્તિ પ્રાપ્ત કરવી કે જેથી આત્માને સુખ કે દુ:ખની, રાગ કે દ્વેષની અસર ન થાય.

—ગીતાની પ્રસ્તાવના.

૧૫. જેવી રીતે તમારા બાળક વાસ્તે લાગે છે એવું તમને દરેક બાળક વાસ્તે લાગશે. જેવી રીતે તમે તમારા બંધુ કે બ્હેનને મદદ કરવા તૈયાર હો છો તેવી રીતે કોઇને પણ અડચણ વખતે મદદ કરવા તમે ખુશી હશો, ત્યારે તમે તમારી અંગત લાગણીનું સ્થાયી સદ્‌ગુણના-રૂપમાં રૂપાંતર કર્યું કહી શકાય અને તમને ,જણાશે કે પ્રેમ શા સારૂ બધા સદ્‌ગુણોનું મૂળ છે અને તેનો વિરોધી દ્વેષ શા સારૂ બધા દુર્ગુ-ણોનું મૂળ હોઇ સર્વને છુટા પાડે છે અને નાશ કરે છે.

—થિઓસોફીની રૂપરેખા.

૧૬. જે મનુષ્યને આ જીંદગીમાં સત્યની ઝાંખી મોડી થઇ હોય છે, તો હવે થોડો સમય રહ્યો છે, એ બાબતની નિરાશા મનુષ્યને બહુજ લાગી આવે છે. તે બુમ પાડે છે કે "હું વૃદ્ધ થયો, હવે મારાથી શરૂઆત થાય નહિ. જો મેં આ બાબત યુવાવસ્થામાં જાણી હોત તો કેવું સારૂં!" છતાં વસ્તુતઃ માર્ગ એકજ છે અને જીંદગી પણ એક છે, અને સઘળો માર્ગ તે જીંદગીમાંજ પુરો કરવાનો છે. તો પછી માર્ગના અમુક ભાગપર સ્થૂળ જીંદગીના અમુક વિભાગમાં ચલાયું તો પણ શું અને ન ચલાયું તોપણ શું?

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૧૭. જેમ મનુષ્યજાતિમાં ભરતીઓટ આવે છે તેમ મનુષ્યના હૃદયમાં પણ ભરતીઓટ આવ્યા કરે છે. જેમ જન્મ પછી મરણ આવે છે અને મરણ પછી જન્મ આવે છે તેમ શોક પછી આનંદ અને આનંદ પછી શોક આવે છે. આ કેવળ નિયમનું અનુમાન નથી પણ સત્ય હકીકત છે. અને જેનો પુરાવો અધ્યાત્મજીવનનો અનુભવ મેળવનાર સર્વે મનુષ્યોએ આપ્યો છે.

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૧૮. જ્યારે આપણને ભાન થાય છે કે આપણી વૃત્તિઓ બીનમહત્વની છે, (જો કે આમ કહેવું તે જરા નિષ્ઠુર લાગે છે) ત્યારે સમતોલવૃત્તિ મેળવવાનું પ્રથમ પગથિયું મળ્યું સમજવું. આપણી લાગણીઓ અને આપણા વિકાસને સ્થાયી સંબંધ નથી. જ્યારે લાગણીઓનો ભરતી આપણને આનંદ આપે ત્યારે આપણે જરૂર આગળ વધીએ છીએ અને જ્યારે તેનો ઓટ આપણને દુઃખ આપે ત્યારે આપણે જરૂર પાછા હઠીએ છીએ, એમ માનવાનું નથી.

**—આંતરજીવનની કેટલીક અડચણો.**

૧૯ જ્યારે જગદ્‌ગુરૂ આવે ત્યારે તેમને ઓળખવા હોય તો તમારે તમારામાં નમ્રતા અને ધીરજ ખીલવવાં જોઇએ, એટલુંજ નહિ પણ જે ગુણો વડે મનુષ્ય આધ્યાત્મિક બની શકે તે સઘળા ગુણો ખીલવવા જોઇએ. દાખલા તરીકે તમને જે કોઈ મનુષ્ય મળે પછી તે આકર્ષક કે અનાકર્ષક હોય તે પ્રત્યે પ્રેમ રાખવો. જેમ મનુષ્ય વધારે અજ્ઞાની અને વધારે મૂર્ખ તેમ તેના પ્રત્યે વધારે ધીરજ રાખવી. જ્યારે કોઇનું પણ દુઃખ દેખાય ત્યારે તે દુઃખ વાસ્તે જેને લાગી આવે, અને જે દુઃખ તે સમજે તથા જ્યાં આપવાનું આવે ત્યાં કાંઇ પણ બાકી ન રાખે તેવું હૃદય રાખવું.

—નજદીકનું ભવિષ્ય.

૨૦ વિરોધ (opposition) વિના કોઇ પણ જાતનો વિકાસ સંભવિત નથી. વિરોધ વિના કોઇ પણ જાતની વૃદ્ધિ અશક્ય છે.

—અશુભનો ઉપયોગ.

૨૧ જ્યારે આપણે સુખ તેમજ દુઃખનું સ્થાન સમજીએ, ત્યારે તે બન્નેમાંથી આપણને બાંધવાની અથવા આપણા મનને ઉથલપાથલ કરવાની શક્તિ ચાલી જાય છે. જ્ઞાની પુરૂષ તે બન્નેમાંથી એક પણ સાથે તન્મય થતો નથી, અને તેનો હેતુ સમજીને જે આવે તે સ્વીકારે છે.

—યોગની પ્રસ્તાવના.

૨૨ જો દુઃખ આવે તો તેને સ્વીકારી આપણે તેનો ઉપયોગ કરીએ છીએ. જો સુખ આવે તો તેને પણ સ્વીકારી તેનો આપણે ઉપયોગ કરીએ છીએ. આ પ્રમાણે સુખ અને દુઃખ બન્નેને આવકાર આપતાં, સુખ કે દુઃખ ગમે તે આવે તેમાં સંતોષ રાખતાં અને જે વસ્તુ તે વખતે ગેરહાજર હોય તેની ઇચ્છા કર્યા વિના આપણે જીવન પસાર કરી શકીએ.

—યોગની પ્રસ્તાવના.

૨૩ ગીતાનું મુખ્ય સૂત્ર એ છે કે મનુષ્યે મધ્યમસરનું જીવન ગાળવું અને પોતાનાં બધાં તત્ત્વોને પરસ્પર અનુકુળ બનાવવાં. આ ક્રિયા એટલે સુધી થવી જોઈએ કે છેવટે બધાં તત્ત્વો પરમાત્મા સાથે એકતાર થાય.

—ગીતાની પ્રસ્તાવના.

૨૪ ઉચ્ચ જીવન, ઉમદા જીવન એ સર્વ જીવનોમાં સૌથી કઠણ છે. દરેક પદાર્થની વચમાં રહેવું અને તે પદાર્થો તરફ પૂર્ણ વૈરાગ્યભાવ ધારણ કરવો. ધનાઢ્ય અથવા નિર્ધન સ્થિતિમાં, સુખમાં તેમજ દુઃખમાં માન તેમજ અપમાનમાં એક સરખા સંતોષથી એકસરખી શાંતિથી અને એકસરખી ગંભીરતાથી રહેવું તેજ ઉચ્ચ જીવન છે.

—ત્રણ માર્ગો.

૨૫ સમતોલવૃત્તિ, સ્થિરતા, મનની શાન્તિ, સમાધાન અને દૃઢતાનો ગુણ ઉપર વર્ણવેલા ગુણોની પ્રાપ્તિમાંથી પ્રકટે છે. અને આ ગુણ આવ્યાથી ઉમેદવારીના માર્ગપર ચાલવામાં આવે છે.

—મુમુક્ષુનો માર્ગ.

૨૬ કોઈ પણ બાબતમાં હદ બહાર જવાની જરૂર નથી શરીર એ સાધન છે. તેને દુઃખ દેવાનું નથી. તેમજ શરીર પોતે માલીક થઇ જાય, તેવી રીતે શરીરને વશ થવાનું નથી.

—ઉચ્ચ જીવનના નિયમો.

૨૭ પરમાત્માની એકાગ્ર ભક્તિની તેમજ મન અને લાગણીઓની સ્પષ્ટ બરાબર સમતોલ-વૃત્તિવાળી અને વિચારપૂર્વકની ખીલવણીની જરૂર છે. જો ઉચ્ચભાન પૃથ્વી પર ખીલવવું હોય તો આ માર્ગે આપણે ચાલવુંજ જોઇએ. આપણે પવિત્ર જીવનવાળા, દયાળુ અને નમ્ર બનવું જોઇએ. આપણી આસપાસના સર્વ મનુષ્યોમાં-બેડોળ તેમજ સ્વરૂપવાનમાં નીચ તેમજ ઉચ્ચમાં-આત્માને જોતાં શીખવું જોઇએ.

—ઉચ્ચ જીવનના નિયમો.

૨૮ તમારે મહાત્માના કામમાં એકાગ્રતા શીખવી જોઇએ અને એવી સમતોલ-વૃત્તિ રાખતાં શીખવું જોઇએ કે કોઈપણ કારણસર તમે તેથી વિમુખ થાઓ નહિ.

—દીક્ષા.

૨૯ જેમ હોકાયંત્રની સોય ઉત્તર દિશા બતાવે છે, અને તેને જોરથી તેના સ્થાનમાંથી ખસેડવામાં આવે તો પણ તેજ દિશામાં વળે છે, તેજ રીતે જે મનુષ્યજાતની પૂર્ણતાની સ્થિતિએ પહોંચવાને તમે પ્રયત્ન કરી રહ્યા છો તે પૂર્ણતા વાસ્તે ઇશ્વરી ઇચ્છાએ નક્કી કરેલા સાધ્યબિન્દુ તરફ તમારી ઇચ્છાશક્તિ જરા પણ ડગ્યા વિના વળવી જોઇએ.

—દીક્ષા.

૩૦ આપણો ભૂતાત્મા આપણને દોરે છે કે ફરજ આપણને દોરે છે તે બે વચ્ચેનો ભેદ આપણે કેવી રીતે પાડી શકીશું ? મને તો આવી સ્થિતિમાં સૌથી સહીસલામતીભર્યો માર્ગ એજ લાગે છે કે હૃદયના ઉંડા ઓરડામાં શાન્તિથી પ્રવેશ કરવો, પોતાની અંગત ઇચ્છાઓને દૂર મૂકવી, ભૂતાત્માથી આપણે જીવાત્માને ક્ષણવાર જુદો પાડવો, અને વિશાળ અને ખુલ્લી દૃષ્ટિથી તે પ્રશ્નને જોવો, અને તે સાથે ગુરૂદેવને પ્રાર્થના કરવી કે આપણને તે સીધે માર્ગે દોરે.

—ઉચ્ચ જીવનના નિયમો.

# ડીસેમ્બર.

## " મુક્તિ–મોક્ષ. "

૧ એકજ મૂળ છે કે જેમાંથી સઘળા સત્ય ધર્મો ઉદ્ભવે છે. પ્રભુની પ્રેરણા પામેલા, મુક્ત આત્માઓનું એક મંડળ છે, કે જેઓ આ જગતના આધ્યાત્મિક રક્ષકો છે. તેઓના હાથમાં દિવ્ય જ્ઞાનનો ખજાનો છે અને દરેક પ્રજા તથા જાતિની જરૂર પ્રમાણે તેઓએ જગતને તે ખજાનો પુરો પાડયો છે.

—ધર્મ સંબંધે થિઓસોફિ.

૨ મનુષ્યમાં પ્રભુનો પોતાનો આત્મા રહેલો છે તો પછી (માયાના) પડદા પાછળ જતાં અને પ્રભુની ભવ્યતા નજરોનજર જોતાં તેને કોણ ના પાડશે ?

—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.

૩ તે પછી તે શીખે છે કે તેના પોતાનામાં દિવ્યતા છુપી પડેલી છે, અને કોઇ પણ ક્ષણિક વસ્તુ અંદર રહેલા પ્રભુને સંતોષ આપી શકે નહિ. ફક્ત પરમાત્માની–પૂર્ણ પુરૂષની–સાથેનું ઐક્યજ તેની ઇચ્છાની તૃપ્તિ કરી શકે. પછી દિવ્ય તત્ત્વ સાથે એકતા અનુભવવાની શરૂઆત કરવાની પ્રબળ ઇચ્છા ધીમે ધીમે તેનામાં જાગે છે.

—ગુપ્ત ખ્રીસ્તી ધર્મ.

૪ તમારી અંદર પ્રભુનો જન્મ થવો એટલે સઘળી ભેદભાવની દીવાલો ફેંકી દેવાની ઇચ્છા પ્રકટવી, અને તમારી અંદર પ્રભુની મહત્તા આવવી એનો અર્થ એજ કે તમે તે કામ સાધ્યું છે.

—અતીંદ્રિયવાદ અને અધ્યાત્મવાદ.

૫ આપણે જેમ ઉંચે ચઢયા છીએ તેમ હજી ઉંચે ચઢીશું. આપણે ધુળમાંથી ઉંચે આવ્યા છીએ તો આપણે તારા સુધી ઉંચે ચઢીશું.

આપણી અંદર રહેલા પ્રભુનો આત્મા સમય અથવા સ્થાનની કોઇ પણ હદ જાણતો નથી, અને વિકાસક્રમથી આપણે જે સ્થિતિએ આવી પહોંચ્યા છીએ, તેના કરતાં ભવિષ્યનો વિકાસ લાખગણો વધારે ભવ્ય થશે.

—બદલાતી દુનિયા.

૬ જ્યારે આત્મા જડે છે, અને જ્યારે મનુષ્યને પરમાત્માની સાથેની પોતાની એકતાનો ગમે તેવો અપૂર્ણ પણ–ખ્યાલ આવે છે, જ્યારે તે હૃદયનાં બંધનો તોડવાનો પ્રારંભ કરે છે, ત્યારે મુક્તિને ઇચ્છતો તે જીવ જગતના કલ્યાણમાં તત્પર બને છે.

—થીઓસોફિસ્ટની ફરજો.

૭ મુક્તિનો અર્થ એવો થતો નથી કે તમે આ સ્થૂલ દુનિયામાં પાછા આવતા નથી. તેનો અર્થ એ થાય છે કે તમને પાછા આવવાની કોઈ ફરજ પાડતું નથી. તેનો અર્થ એજ કે તમે અમર બન્યા છો, અને તમે તમારો માર્ગ પસંદ કરો છો. તેનો અર્થ એજકે જો જગત્‌ને જરૂર પડે તો તમે જગતમાં વસવા ખુશી છો. તેનો અર્થ એજકે જ્યાં જ્યાં જગતને તમારી જરૂર પડે ત્યાં ત્યાં જવા તમે તૈયાર છો.

—થિઓસોફિસ્ટની ફરજો.

૮ એકજ દિવ્ય જીવન મનુષ્યના જીવનના બીજ રૂપે છે. તે બીજ પુર્નજન્મના નિયમ પ્રમાણે વૃદ્ધિ પામે છે. આત્માની અપ્રકટ શક્તિઓ ઇશ્વર રૂપ બનેલા મનુષ્યની પ્રકટ શક્તિઓ રૂપે થાય છે, આ વિકાસક્રમનું રહસ્ય છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૯ આ દિવ્ય ગુરૂઓ–જીવનમુક્ત મહાત્માઓ–બીજાને મદદ કરવા માટે આપણી વચમાં રહે છે, અને શરીર ધારણ કરવાનો બોજો સહન કરે છે. તેઓ મુખેથી બોલેલા શબ્દો વડે આપણી ગુપ્ત રહેલી અંતર પ્રતિભાને જાગ્રત કરે છે, અને આ પ્રમાણે સત્યને પ્રકટ કરી પ્રકાશ તરફ જલ્દીથી જવામાં આપણને મદદ કરે છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૦ તેની પાસે સર્વ છે, અને તે તેનું છે માટે તે તેઓનું છે. તે પૂર્ણ છે માટે તેઓ પણ તેની સાથે પૂર્ણ છે. તે બળવાન્ છે, અને તે તેઓમાં રહે છે તો પછી કોણ નિર્બળ હોઈ શકે? પોતાથી નીચે ઉભેલા સર્વ તરફ જીવનપ્રવાહ વહેવરાવી શકે, તે માટે જ તે ઉંચા સ્થળ પર ચઢ્યો છે. તે ઉંચે ચઢવામાં આખી મનુષ્યજાતિને ઉંચે લઈ જાય છે. તે માર્ગે તે ચાલ્યો છે, માટે તે માર્ગ સર્વ મનુષ્યોને માટે સહેલો થતો લાગે છે.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૧ એવી એક શક્તિ છે કે જે સર્વ વસ્તુને નવી બનાવે છે. કોઇ પણ જીવાત્મામાં તે શક્તિને પ્રકટ કરવામાં માત્ર એક જ વસ્તુની જરૂર છે. આત્માએ પોતાનું હૃદય ઉઘાડી તે શક્તિને અંદર આવવા દેવી. તે સર્વવ્યાપી મહાત્મા પણ પોતાના બંધુની ઇચ્છા સિવાય જોરથી પોતાનો રસ્તો કરે નહિ. મનુષ્યની ઇચ્છાશક્તિ પ્રભુની તથા બીજા મનુષ્યની ઇચ્છાશક્તિ સામે ટકી શકે. અને વિકાસક્રમના નિયમ પ્રમાણે તે મનુષ્યની ઇચ્છાશક્તિએ પરમાત્માના કાર્ય સાથે ઇચ્છાપૂર્વક સહકાર કરવો જોઇએ, પણ પરાણે તેને દાબમાં લાવવી ન જોઇએ.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૨ ઇચ્છાશક્તિથી હૃદયનાં દ્વાર ઉઘાડી નાંખો અને જીવનપ્રવાહ તમારા આત્મામાં ઉભરાવા લાગશે. જ્યાંસુધી દ્વાર બંધ હોય ત્યાંસુધી તે પ્રવાહ પોતાની અવર્ણનીય સુગંધ દ્વારા ધીમે ધીમે પોતાનો પ્રભાવ જણાવશે કે જે સુગંધના માધુર્યથી તે ખેંચાય, પણ બળવડે તેનું દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરવામાં આવશે નહિ.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૩ તમે જે પ્રમાણમાં બીજાને ચ્હાઓ છો અને સેવા કરો છો તે પ્રમાણમાં દિવ્ય જીવન—પરમાત્મા પોતાને પ્રકટ થવાની તમને એક પ્રણાલિકા બનાવે છે; અને જ્યારે તમે ઉંચા ભુવનમાં જશો અને તમારૂં ભાન વધારે વિશાળ થશે તેમ જેની દરેક સંતે ઇચ્છા કરી છે, અને જે દરેક મહાત્માએ સિદ્ધ કર્યું છે, તે તમે જાણી શકશો. તમે પરમા-

ત્માના જીવનને તમારામાં, તમારા પોતાના જીવન પેઠે, અનુભવી શકશો, અને આ પ્રમાણે તમે પ્રભુના આનંદમાં પ્રવેશ કરી શકશો.

—જીવનના કેટલાક પ્રશ્નો.

૧૪ જેવી રીતે હોકાયંત્રની સોય સર્વદા ઉત્તર દિશામાં રહે છે તેવી રીતે જ્યારે મનુષ્યની બધી શક્તિઓ શુભ તરફ વળે છે, અને જ્યારે મનુષ્યની અંદરની દિવ્યતા સર્વનું શુભજ ઇચ્છે છે, ત્યારે તે મનુષ્ય નીતિની પેલીપાર જાય છે. હવે તેને શુદ્ધ કરવાનું નથી, કારણકે તેણે જય મેળવ્યો છે. જ્યારે કોઈપણ મહાત્મા પૂર્ણ વિજય મેળવે છે અને જીવન અને મરણનો સ્વામી બને છે, ત્યારે તેણે પોતાની પૂર્ણ ભવ્યતાની સ્થિતિ પ્રાપ્ત કરી કહી શકાય.

—મહાત્માઓ.

૧૫ આ છેલ્લા પગથીયાને હિંદુઓ અને બૌદ્ધો મોક્ષ કહે છે. મહાત્મા તે પગલાને પરમાત્મા સાથેની એકતા તરીકે જણાવે છે. અને પરમાત્મા પ્રેમસ્વરૂપ છે, માટે મહાત્મા તે દશાને મનુષ્યોની વચ્ચે ઉત્પન્ન થતા પ્રેમરૂપે જણાવે છે.

—દીક્ષા.

૧૬. રૂઢી, રિવાજ, બેદરકારી અને ટેવથી ઉત્પન્ન થએલી અડચણો પર તમે જય મેળવો.........જો તમે ઉપર જણાવેલા સદગુણોરૂપી હથોડાવતી દ્વારને ઠોકશો તો તમારી સંમુખ તે દ્વાર ઉઘડી જશે. અને તમે તેને જોઇ શકશો—અને તમે જે સેવા પૂર્ણ સ્વતંત્રતારૂપ છે તેને તથા મહાત્માની હાજરીથી પ્રકટ થતા આનંદને જાણી શકશો.

—દીક્ષા.

૧૭. મુક્તિનો અર્થ એજ કે તમે કોઈપણ બહારની વસ્તુથી બંધાતા નથી. ફક્ત પ્રભુની ઇચ્છા એજ તમને દોરનારી શક્તિ છે.

—થિઓસોફિસ્ટની ફરજો.

૧૮. જ્યારે અમુક ધર્મ નાશ પામે ત્યારેજ દુનિયાને તે ધર્મ આપનારા મહાત્મા છુટા થઈ શકે......નિયમ આવો છે. જ્યાંસુધી

મહાત્માએ સ્થાપેલી મનુષ્યજાતિની **શાળા-ધર્મ** પૃથ્વીપર હયાત હોય, ત્યાંસુધી તે મહાત્મા આપણી મનુષ્યજાતિનો ત્યાગ કરી શકે નહિ.

**—લંડનનાં ભાષણો.**

૧૯ તે સ્થિતિમાં દયા, બળ, આનંદ, અડગ શાન્તિ અને કશાની પણ અસર ન થાય તેવી ગંભીરતા હોય છે. આપણે જે આદર્શ રૂપ થવાનું છે, તે આદર્શનો આ માત્ર ઝાંખો ચિતાર છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૨૦ જ્ઞાન અને પ્રેમ જે મનુષ્યનો દિવ્ય સ્વભાવ છે, તે જ્ઞાન અને પ્રેમનો અગ્નિ જેમ જેમ તેના હલકા સ્વભાવ ઉપર અસર કરી તેની મર્યાદાઓને બાળી નાખે છે, અને તે સ્વભાવને પોતા તુલ્ય કરે છે, તે પ્રમાણમાં આધ્યાત્મિક શક્તિ છુટી થાય છે, આધ્યાત્મિક બળ મુક્ત થાય છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૨૧ પ્રેમ અને જ્ઞાનના અગ્નિ વાળો આ આત્મા જ્યારે મનુષ્યોની વચમાં પ્રકટ થાય છે, ત્યારે પ્રકટ થતી વખતે તે પોતાની શક્તિઓને છુટી કરે છે, તે હલકા સ્વભાવને બાળી નાખવામાં તે ઉચ્ચ સ્વભાવની સૂક્ષ્મ શક્તિઓને પ્રકટ કરતો હોય છે. માટે હલકા સ્વભાવનું બળવું તે આધ્યાત્મિક જીવનની મુક્તિ છે. જે તત્ત્વ બંધાયું હતું પણ પ્રકટ થઈ શકતું ન હતું તે હવે છુટું થાય છે. બહારનો પડદો બળી જતાં અંદરની શક્તિ જગતમાં કાર્ય કરવા માટે છુટી થાય છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૨૨ આ પ્રમાણે પ્રકાશ આવતાં સ્વતંત્રતા આવે છે અને તે મનુષ્યના આનંદ અને હાસ્ય પણ દૈવી બને છે. કારણ કે પ્રભુનો પ્રકાશ તેના પર પડયો છે. તે પ્રકાશ પામ્યો છે, તે જ્ઞાની છે. જ્ઞાનીને વાસ્તે શોક જેવું કાંઇ છે જ નહિ. દિવ્ય પ્રકાશ પામેલ આત્મા વાસ્તે શોક હંમેશને માટે મરી જાય છે.

**—મહાન્ મંદિરનો ચોક.**

૨૩ જેમ જીવ વસ્તુઓની સત્યતા સમજે છે, તેમ શંકા હમેશને વાસ્તે અશક્ય બને છે. તેથી જ્ઞાનપ્રાપ્તિ જાણે નિરંતર વધતા જતા જીવનની ક્રિયા રૂપ લાગે છે; અને જે આત્મા દરેક બાજુથી જ્ઞાન મેળવવાને ખુલ્લો રહે છે, તે આત્મામાં જ્ઞાનનો પ્રવાહ સદા વહ્યાંજ કરે છે.

—મહાન્‌મંદિરનો ચોક.

૨૪ મન અને શરીર કામ કરતાં હોયછે ત્યારે આત્મા દેખી રહ્યો હોય છે અને જ્યારે તે કામ સિદ્ધ થાય છે ત્યારે તે મંદિરના ચોકનો ઉમરો ઓળંગવામાં આવે છે અને તે આત્મા બહારના ચોકમાંથી પ્રભુના મંદિરમાં દાખલ થાય છે.

—મહાન્‌મંદિરનો ચોક.

૨૫ હવે તે દરવાજામાં દાખલ થયો છે. હવે સેવા સિવાય દુનિયામાં કોઇપણ વિષયમાં તે રસ લેતો બંધ થાય છે. મનુષ્ય જાતિના ઉદ્ધાર અર્થે તે કાર્ય કરે તે સિવાયની બધી ઇચ્છાઓથી હવે તે જુદો પડી ગયો છે. આ પૃથ્વી ઉપર એવું કાંઇપણ નથી કે જે તેને આકર્ષી શકે. કારણકે તેણે પ્રભુનું મુખ નિહાળ્યું છે અને તે દર્શન આગળ બીજા બધા પ્રકાશ મંદ પડી જાય છે.

—મહાન્‌મંદિરનો ચોક.

૨૬ જ્યાં સુધી તે દરરોજ સાધ્યબિન્દુની સમીપ આવતો ન જણાય, જ્યાંસુધી મહાત્માઓ, જેઓ પરમાત્મારૂપ થયા છે તેમનો પ્રકાશ પોતાની અંદર વ્હેતો અટકાવનાર કારણો ઓછાં થતાં ન જાય ત્યાં સુધી તે આત્મા જંપીને બેસી શકે નહિ અથવા સંતોષ પામી શકે નહિ.

—મહાન્‌મંદિરનો ચોક.

૨૭ તેનું નામજ મહાત્મા થવું. તમે જગતના જીવો સાથે એટલા અભિન્ન થાઓ છો કે નિર્બળમાં નિર્બળ મનુષ્યની નિર્બળતા તેમજ પ્રબળમાં પ્રબળ મનુષ્યની પ્રબળતા પણ તમારી લાગે છે. પાપીનું પાપ તેમજ પવિત્રની પવિત્રતા તમારી લાગે છે. તમને ગુન્હેગારની અધમતા તેમજ સંતની નિર્દોષતા તમારી પોતાની લાગે છે. —દીક્ષા.

૨૮ છેવટે એવો સમય આવે છે કે જ્યારે મનુષ્યોની આ ખરી પડે છે, જ્યારે મનુષ્યસ્વભાવની નિર્બળતાઓ ઉપર ધીમે જય મળ્યો હોય છે. વળી તે સાથે અડગ દયા, અપવિત્ર ન બને પવિત્રતા, વિશાળજ્ઞાન, અને અસર કરે તેવી આધ્યાત્મિકતા, આ ગુણો મુક્તિના ઉમરા સમીપ પહોંચતા શિષ્યમાં ખાસ જણાઇ આવે

—મહાત્માઓ સત્ય તથા આદર્શો

૨૯ બીજાઓ જે કાર્ય પોતાની અપૂર્ણ સ્થિતિમાં કરે છે, કામ વિજયી મહાત્મા પૂર્ણરીતે કરે છે. અને તેટલા માટે તે ૨ઠ ઉદ્ધારક કહેવાય છે, અને આ ગુણ તેમનામાં પૂર્ણરીતે માલમ પડે આપણે બદલે પોતે ઉભા રહીને નહિ પણ પોતાનું જીવન આ સાથે વ્હેંચીને તે આપણો ઉદ્ધાર કરે છે. તે જ્ઞાની છે અને તે જ્ઞાનથી સર્વ મનુષ્યો જ્ઞાની બને છે; કારણ કે તેમનું જીવન સર્વ મનુષ્યોની નસોમાં વહે છે, અને સર્વ મનુષ્યોનાં હૃદયમાં ધબકે છે,

—આદર્શ પુરૂ

૩૦ કોઇ મનુષ્ય ગમે તેવો નિર્બળ, પતિત, અજ્ઞાન કે પા હોય તોપણ પરમાત્માના એક પુત્રે પોતાની મુસાફરી પુરી કરી તેથી તે મનુષ્ય પ્રકાશની જરા વધારે સમીપ આવે છે.

—આદર્શ પુરૂ

૩૧ પરમાત્મજીવનનો ધબકારો પોતાના જીવનમાં અનુભવના એવો કોઇ પણ મનુષ્ય નહિ હોય કે જે બીજાને મદદ કરવા અને આશીર્વાદ આપવાની આશાથી દોરાયા વિના રહે, અને આવું જીવન ગ તેવા મંદ પ્રમાણમાં અને ગમે તેટલો થોડો સમય અનુભવાય તોપણ તે ઇચ્છવાયોગ્ય છે. કારણ કે જે જીવન મહાત્માના જીવનરૂપે પ્રકટ નીકળે તેનો આ મનુષ્યના હૃદયમાં પ્રથમ ચમકારો છે, કારણ પરમાત્મબાળના જન્મ વાસ્તેનો સમય સમીપ આવતો જાય છે, કારણ એવા મનુષ્યમાં મનુષ્યજાતિનું બીજ પુષ્પરૂપે ફુલી નીકળે છે.

—આદર્શ પુરૂષ

# માબાપ અને શિક્ષક મંડળ.

ગૃહમાં તથા શાળામાંથી શારીરિક શિક્ષા બંધ કરાવવી, અને બાળ સ્વભાવનું જ્ઞાન આપનારૂં સાહિત્ય લોકોમાં ફેલાવવું. એ હેતુથી ઉપર જણાવેલું મંડળ ૧૯૧૯માં સ્થાપવામાં આવ્યું છે. **શિક્ષાથી નહિ પણ પ્રેમથી** બાળકોમાં રહેલી ઉચ્ચ શક્તિઓ વધારે સારા રૂપમાં પ્રકટ થાય છે. તે સંબંધીનું સાહિત્ય વાંચવું હોય તો નીચેની પત્રિકાઓ વાંચો.

| | | | |
|---|---|---|---|
| બાળરક્ષણ અને બાળશિક્ષણ | ૦–૨–૦ | ગૃહજીવનની અસર | ૦–૪–૦ |
| માબાપનું કર્તવ્ય | ૦–૨–૦ | થિઓસોફી અને કેળવણી | ૦–૨–૦ |
| શિક્ષા વિના શિક્ષણ | ૦–૨–૦ | | |

ઉપરની પાંચે પત્રિકાઓ આઠ આનાની ટીકીટ બીડનારને બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

---

# તારકસંઘને લગતું સાહિત્ય.

દેવો તથા મનુષ્યોના પરમ ગુરૂ, વિશ્વના પ્રકાશરૂપ જગદ્‌ગુરૂ પૃથ્વી પર પધાર્યા છે, તેમનો સંદેશ ગુજરાતી બોલતી આલમ આગળ રજુ કરવા "**વિશ્વ પ્રકાશ**" નામનું માસિક તા. ૧ લી એપ્રિલથી પ્રકટ થયું છે. વાર્ષિક લવાજમ માત્ર ૧૨ આના.

તે સંબંધમાં વિશેષ સાહિત્ય વાંચવું હોય તો નીચેનાં પુસ્તકો વાંચો.

| | | | |
|---|---|---|---|
| ૧ તારક સંદેશ | ૦–૩–૦ | ૪ શ્રી ગુરૂચરણે | ૦–૧–૦ |
| ૨ જગદ્‌ગુરૂનું આગમન અને તૈયારી | ૦–૨–૦ | ૫ વિશ્વનું પરમતત્ત્વ પ્રેમ | ૦–૨–૦ |
| | | ૬ જગદ્‌ગુરૂનું વિશ્વમાંસ્થાન | ૦–૧–૦ |
| ૩ શ્રદ્ધા એજ જીવન | ૦–૪–૦ | ૭ પ્રભુને નામે | ૦–૩–૦ |

આ સાત પુસ્તકો સામટા લેનાર પાસેથી વી. પી. પોસ્ટેજ ચાર્જ લેવામાં આવશે નહિ.